॥ ॐकारस्वरूपाय नमो नमः ॥

श्री गायत्री पुरश्चरणालय (व). स्वानंदोद्भव बुद्धि
स्थान वेदविद्यालय-पुस्तकालय श्रीगणपति मं-
दिर लुणावाडा ग्रंथांक. २७ मो.

॥ ॐ ॥

श्रीमन्महागणेशपुराणान्तर्गत

# योगामृत गणेशगीता ॥

गुर्जर भाषा टीका सहित

प्रसिद्धकर्त्ता

परम गाणपत्य श्रीमान् योगिराज।
ब्र. श्री पूर्णानंदस्वरूप महाराज।

છપાવનાર

શ. રામદાસભાઈ પ્રાગજીભાઈ,
મુંબઈ.

દ્વિતીયાવૃત્તિ નકલ ૧૦૦૦.

ય રૂ. ૦-૧૦-૦ દસ આના.
થી રૂ. ૦-૧૨-૦ બાર આના.

संवत् १९७६.

यह पुस्तक खेमराज श्रीकृष्णदासने खेतवाडी ७ वीं
गली खम्बाटा लैन निज "श्रीवेङ्कटेश्वर"
स्टीम प्रेस बम्बई में छापा और रामदास
भाई प्रागजी भाई ने यहीं मलार
वाडीमें प्रकाशित किया.

॥ ॐ શ્રીગણેશાય નમઃ ॥

# સાભાર પર્વક સ્વીકારં.

આ શ્રી યોગામૃત ગણેશ ગીતાજી પ્રથમાવૃત્તિ બહાર પડ્યાને ઘણો વખત થયોછે. બીજીવખત ઘણા કાળથી બહાર પાડવામાં આ દુર્ઘટ કાળસ્થિતિ, દુષ્કાળ અનાવૃષ્ટિ, અને યુરોપી યુધ્ધાદિ વડે અત્યંત મોંઘવારી હોવાથી અડચણ પડી હતી. પણ, જગન્નિયંતા, પરબ્રહ્મ પરમાત્મા ॐ કાર સ્વરૂપ શ્રી મયુરેશ્વર મહાગણપતિજી પૂર્ણ કૃપા આ ગુજરાતના. શ્રી ગણેશના ભક્તો ઉપરની થતાંજ શ્રી મુંબઈ નગરના શ્રીમાન્ સ્વધર્મ ધુરંધર પરમ ભક્તરાજ શિરોમણી. રા. રા. રામદાસ પ્રાગજી ભાઇ ઠક્કરે પોતાની ઉત્તમોત્તમ ઉદારતાથી. આ ગુજરાતી ભાષામાં શુધ્ધ સ્વરૂપને સમજાવવા. અને તેને પ્રસિધ્ધમાં લાવવા. પ્રયત્ન ઇચ્છયો. તે શ્રી સદગુરૂ ગણેશ કૃપાએ પૂર્ણ થતાં આ ભક્તિયોગ ના સબંધમાં શ્રવણ મનન પઠન કરનારા ભક્તો તેમનો અંતઃકરણપૂર્વક આભાર માની, તેમના કલ્યાણમાં આશિશ દેશે. અને પ્રભુ તેમનું શ્રેયકરો કે

બ્રહ્મવિદ્યા દાન સમાન અન્ય દાન [illegible] સત્પાત્રને અંગે છે.



શ્રીગણેશજી કલ્યાણ કરો.

તા. ૨૭-૬-૧૯
જેષ્ઠ કૃષ્ણ ૪
અંગારકી લુણાવાડા. શ્રીગણપતિ મંદિર.

આપનો.

બ્ર. બ્ર. પૂર્ણાનન્દ સ્વરૂપના.

સવિનય. જય ગણેશ.

॥ શ્રીગણેશાય નમઃ ॥

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

સનાતન ધર્મના પ્રેમી સુહૃદ્જનોને માટે વૈદિક વિધિપૂર્વક તથા શાસ્ત્રપ્રમાણ યુક્ત નિત્યકર્મો આદર-પૂર્વક કરવા અને તે કર્મો બ્રહ્માર્પણ કરવા જેમ વેદ આજ્ઞા કરેછે તેમ તે અનુભવગમ્ય છે. જે કર્મો બ્રહ્માર્પણ થતાં ગંભીરરૂપમાં મહાન બુદ્ધિને સચેતનતા લાવી શકેછે. અને તેથી તેના ગંભીરજ્ઞાનની પ્રકાશકારક બ્રહ્મામૃત પ્રેમરસ અભેદયોગરૂપ જીવનમુક્તતા પ્રાપ્ત કરાવેછે.

ઉપાસના સ્વરૂપમાં વેદધ્વનિ ॐमित्येकाक्षरं ब्रह्म તથા ॐइत्येवं सर्वम् ॥ તથા ततश्चोमिति ध्वनिरभूत्सवै गजाकारः ॥ ઇત્યાદિ શ્રુતિઓ કેવળ પ્રમાણભૂત છે. તથા સ્મૃતિઓ. તથા શાસ્ત્ર પુરાણો પણ તેવીજ રીતે સાથ પ્રકાશરૂપે સર્વસામાન્યરૂપ છે. આ શ્રુતિ સ્મૃતિનો પોકાર ॐકાર રૂપ પરમાત્માનુંજ ધ્યાન કરવાને સૂચન કરેછે. ॐકારમાંજ સગુણ નિર્ગુણ અને સાકાર નિરાકાર પરત્વે ઉભયપ્રકારનું જ્ઞાન તે પરમાત્માનો અનુભવ કરવા માટે છે. ધ્યેયની ધારણામાં આ ઉભય

પ્રકાર સાધક પુરૂષને સર્વથા બલવત્તર છે. તત્ પ્રકાર સ્વરૂપ પરમાત્માનું સ્વયં મૂર્તિમંત સ્વરૂપ સાક્ષાત્ જેમ ગણેશરાજ છે. તેમજ બુધ્ધિમાનોએ યાને વેદશાસ્ત્રના સંપૂર્ણ અનુભવી પુરષોએ બુધ્ધિપ્રેરક ભાવનાથી ( ગાયત્રીમંત્રના અર્થપ્રમાણે ) તેમજ અનુક્રમે એક એકથી ચઢીયાતા પાદક્રમપૂર્વક બુધ્ધિપ્રકાશક રૂપે તથા બુધ્ધિમાં વ્યાપકરૂપે તથા બુધ્ધિના સાક્ષીરૂપે અને આ સર્વ પ્રમાણો જે ગંતવ્યસ્થાનમાં તાદાત્મ્યપણાને પામેછે એવા પૂર્ણ યોગસ્વરૂપ બુધ્ધિના અંતિમ તત્વરૂપ બુધ્ધિપતિત્વ એવા સંપૂર્ણ બુધ્ધિના લયને સમજાવેછે તે એવા ઉભયપ્રકારના સમદર્શિપણાના યોગતત્વનો અનુક્રમ સચવતાં જીજ્ઞાસુ ભક્તરાજને સંપૂર્ણમાન ઘટેછે.

બુધ્ધિની કક્ષાપર્યંતના મુમુક્ષુભક્તોના પ્રેમને જાણવા આ સૃષ્ટિ વિલાસના મદમદિરામાં છકેલા અને દેહબલ પુરૂષાર્થ અહં મમાસ્મિમાં ખરડાયેલા માન ક્રિર્તિ, યશના મોહમા અંધત્વને પામેલા અનાચાર, અનીતિ, અને દુર્ગંધ પ્રવાહની સુખદુ:ખાત્મક લહેરીઓમાં સ્વચં હોડીની ડામાડોળ સ્થિતિએ બુધ્ધિની ડામાડોળ સ્થીતને અંગીકાર કરનારા જીવનભ્રષ્ટ મતવાદીઓ યાને જીવો, જ્યારે શક્તિવાન નથી, ત્યારે

આ યોગના સિદ્ધિપતિત્વના પ્રવૃતિમય સ્થાનનું સદ્‌-ગુરૂ કૃપારૂપે ઉલ્લંઘન કરી તેથીપરે નિવૃત્તિમય અયોગ સ્થાનના અનુભવની ઉચ્ચતર કક્ષાના મહાત્મા સંતરૂપે જગત્ કલ્યાણાર્થે અમૃતમય કલ્પવૃક્ષને ઉછેદનાર પર-બ્રહ્મ સ્વસ્વરૂપાવસ્થાના દિગંત આનંદ સુખના અનુ-ભવી યોગી મહાત્માઓ નું સ્વરૂપ શી રીતે જાણી શકાય મુસ્કેલ છે. દ્રાક્ષનામાંડવે ન પહોંચી શકવાથી અને દ્રાક્ષસ્વાદના અનુભવરસામૃતનો અનુભવ ન થવાથી ગંધાતા મૂખનું વલવલતું ખલવતું આ મિથ્યાભિમા-નમાં અંજાયલું શિયાળવુ " આ દ્રાક્ષ ખાટીછે એમ કહે " તો તેથી શું.

શ્રીમાન્ શ્રીવરેણ્યરાજા પ્રતિ શ્રીપરમાત્મા પર-બ્રહ્મ સચ્ચિદાનંદ શ્રીગણેશજી એ સ્વમુખે આ યોગામૃત ગણેશગીતારૂપે જે જ્ઞાન સમજાવ્યુંછે તે તેની પૂર્ણકૃપાનુસાર યોગને ધારણકરવાવાલા મહાત્મા જીવનમુકત સંત યોગેશ્વરોજ જાણવાને સમર્થ છે, અને એવા મહત પુરૂષોના મુખમાંથી નીકળતી અમૃતધારાનું સેવન કરનાર સદ્‌ગુરૂકૃપાથી પ્રેમમય જીવનના ઉંચ્ચ-અભિલાષી ભકત જનો પોતાની દેહાધ્યાસ નીવૃત્તિના યોગે તે જ્ઞાન ભક્તિરસ પાનકરી જન્મબંધ વિનિ-

મુકત ચરણુસરોજમાં લોટણુ લગાવી રહેછે. ધન્ય છે આવા કલિપ્રચાર અધમ મર્યાદના કાળમાં જાગ્રુત રહેતા ભકતપ્રુરૂષોને !

વેદવ્યાસા દીકજેવા. અનેક ઉપકારવૃત્તિને ધારણ કરનાર યોગીજનોએ અત્યારપર્યંત આપણા ઉપરની આપણી અયોગ્યતાને માટે ક્ષમા દર્શાવી તેની સાથે જે ઉપકારો કીધા છે તે અવર્ણનીય છે. યોગ્યતા સંપાદક રહે તેને આ સર્વ તૈયારજ છે. યોગ્યતાથી ઉપયોગમાં આવેછે, અને યોગ્યતાજ તન્મયતા સેવે છે. सुज्ञेषु किं बहुना !

મીતી ચૈતર કૃષ્ણપક્ષી ૪
સંવત ૧૯૭૫
ભ્રગુક્ષેત્ર.

**શ્રીગણેશ.**

॥ ॐ श्रीमन्महागणाधिपतये नमो नमः ॥

श्रीगणेशाय नमः ॥ श्रीसद्गुरवे नमो नमः ॥

# अथ श्रीयोगामृत गणेश गीता प्रारभ्यते

ॐ

॥ क उवाच ॥

एवमेव पुरा पृष्टः शौनकेन महर्षिणा । स सूतः कथयामास गीतां व्यासमुखाच्छ्रुताम् ॥ १ ॥

(અર્થ) આ શ્રીગણેશ ગીતા પૂર્વે બ્રહ્માજીએ વ્યાસને સંભળાવીછે. અને તેજ ગણેશગીતા શ્રીવેદ-વ્યાસમાહારાજના મુખથી શ્રવણકરીને સુતપુરાણી. શૌનકાદિ મહર્ષિઓના પુછવાથી, તેમને કહેવાનો આરંભ કરતાહવા.

॥ सूत उवाच ॥

**अष्टादशपुराणोक्तममृतं प्राशितं त्वया । ततोऽतिरसवत्पातुमिच्छाम्यमृतमुत्तमम् ॥ २ ॥**

( અર્થ ) સુત પુરાણી શ્રીવેદવ્યાસ મહારાજને પુછેછેકે, હે મહારાજ !! આપની કૃપાથી અષ્ટાદશ (૧૮) પુરાણો મેં શ્રવણકરી અમૃતપાન કર્યુંછે, તેથીપણ, અત્યંત રસમય ઉતમ અમૃતજ્ઞાનરસ પીવાને મારી ઇચ્છા છે.

**येनामृतमयो भूत्वा पुमान् ब्रह्मामृतं यतः । योगामृतं महाभाग तन्मे करुणया वद ॥ ३ ॥**

( અર્થ ) તે અમૃત જ્ઞાનરસમય થઇને અર્થાત્ અખંડ, અવિનાશી, અભેદ, પરમાત્મા સ્વસ્વરૂપાવસ્થાસ્વરૂપ જીવન્મુકત સ્થિતિને પામીને પરબ્રહ્મશાન્તિ સ્વરૂપને પામું. માટે હે મહાભાગ્યવાન !!! તે યોગરૂપીઅમૃત જ્ઞાન મારા ઉપર કરૂણા દૃષ્ટિથી કહો.

॥ व्यास उवाच ॥

**अथ गीतां प्रवक्ष्यामि योगमार्गप्रकाशिनीम् । नियुक्ता पृच्छते सूत राज्ञे गजमुखेन या ॥ ४ ॥**

(અર્થ) હે સુતપુરાણી !! તમારી ઈચ્છા પ્રમાણે સંપૂર્ણ રીતે અમૃતજ્ઞાન મય યોગમાર્ગને પ્રકાશ કરનારી. આ ગણેશગીતા. તમને શ્રવણકરાવું છું કે. જે. જ્ઞાનસ્વરૂપ ગીતા શ્રીમાન્ વરેણ્યરાજાપ્રતિ શ્રીઅભેદ યોગમયસ્વરૂપ શ્રીપરબ્રહ્મ પરમાત્મા. શ્રીગણેશજીએ કહેલીછે.

॥ वरेण्य उवाच ॥

**विघ्नेश्वर महाबाहो सर्वविद्याविशारद । सर्वशास्त्रार्थतत्वज्ञ योगं मे वक्तुमर्हसि ॥ ५ ॥**

(અર્થ) શ્રીમન્મહાગણેશ પુરાણના, ઉત્તરખંડના ૧૩૮ મા અધ્યાયમાં શ્રીવરેણ્યરાજાએ મહા ગણપતિની ઉપાસનાકરી પ્રસન્ન કરયા. અને પ્રેમભક્તિ પૂર્વક પુછ્યું કે. હે મહેાાઆ સંસારના અધ્યાત્મક, અધિ

ભૂત અને અધિદૈવ્ય વિગેરે અનેક તાપોથી દગ્ધ થયેલો એવો હું તે આપના શર્ણે આવ્યોછું. તેથી જન્મમૃત્યુના બંધનથી મુકત કરનાર જીવન્મુકત-મોક્ષમાર્ગનો ઉપદેશ કરવાને આપજ સર્વ વિદ્યાને જાણુવાવાળા તેમજ સર્વ શાસ્ત્રોના અર્થને જાણુવાવાળા, તત્વજ્ઞાનને જાણુવાવાળા સમર્થ છો. તો કૃપાકરીને તે જીવ-બ્રહ્મની ઐક્યતારૂપ જે **યોગ** તે કૃપાકરીને કહો.

॥ श्रीगजानन उवाच ॥

**सम्यग्व्यवसिता राजन्मतिस्तेऽनुग्रहान्मम । शृणु गीतां प्रवक्ष्यामि योगामृतमयीं नृप ॥ ६ ॥**

( અર્થ ) શ્રીગજાનન બોલ્યા. હે વરેણ્યરાજા તમને ધન્યછે. મારા અનુગ્રહથી તમારી બુધ્ધિ શ્રેષ્ટ પ્રકારની છે. તમારી યોગ્ય મુમુક્ષુતાથી તમારા કલ્યાણુરૂપ આ યોગામૃતથી ભરેલી " गणेश गीता " તમને કહું છું તે શ્રવણુકરો.

**न योगं योगमित्याहुर्योगो योगो न च श्रियः । न योगे विषयैर्योगो**

**नच मात्रादिभिस्तथा ॥ ७ ॥**

( અર્થ ) હે નૃપતિ !!! હવે યોગનો પ્રકાર કહુછું તે-સાંભળો " योग " આસબ્દ ના અર્થથી युज् ધાતુના અર્થ પ્રમાણે જોડવું એવો થતા મનુષ્યાદિ શરીરનો યોગ જાણુવો અગર ન જાણુવો આ બંન્ને પ્રકારથી પણુ તે યોગ નહિં. તેમજ લક્ષ્મીયોગ, વિષયયોગ તથા માત્રા ( શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ) સ્વરૂપ. ખોતે બનવું અગર ના બનવું. એવા યોગ તે પણુ યોગ કહેવાય નહિં.

**योगो यः पितृमात्रादेर्न स योगो नराधिप ॥ यो योगो बंधुपुत्रादेर्य-श्चाष्टभूतिभिः सह ॥ ८ ॥**

( અર્થ ) પિતામાતાદિના સંબંધ વાળો જે યોગ તે પણુ યોગ જાણુવોનહિં. તેમજ તેમજ બંધુ પુત્રા દિનો તથા આઠ પ્રકારની સમૃધ્ધિ ( सिद्धि ) વાલોયોગ કે વિયોગ તેપણુ યોગ ગણુાતો નથી.

**न स योगः श्रिया योगो जगद्-द्भुतरूपया ॥ [illegible] नो योगो**

**न योगो गजवाजिभिः ॥ ९ ॥**

(અર્થ) આ જગતને વિષે અત્યુત્તમ રૂપવાન સ્ત્રી સંબધીનો યોગવિયોગ તે પણુ યોગ કહેવાતો નથી. તેમ રાજ્ય પ્રાપ્તિ યોગવિયોગ અને હાથી ઘોડા આદિનો યોગ વિયોગ તેપણુ યોગ કહેવાતો નથી.

**योगो नेन्द्रपदस्यापि योगो योगार्थिनः प्रियः । योगो यः सत्यलोकस्य न स योगो मतो मम ॥ १० ॥**

(અર્થ) હે પ્રિય રાજન !!! ઇન્દ્રાદિ પદનો યોગવિયોગ તે પણુ યોગ ગણાતોનથી. તેમજ પાછળ તથા આગળ વર્ણવેલા અને વર્ણાવતા તમામ યોગવિયોગ. યોગના ખરા અર્થને જાણવાની ઇચ્છાવાળા યોગાર્થિ પુરૂષને પ્રિય નથીજ. તેમજ સત્યલોકની પ્રાપ્તીનો યોગ વિયોગ તે પણુ યોગ ગણાતોનથી. એવો મારો મત છે.

**शैवस्य योगो नो योगो वैष्णवस्य पदस्य च । न योगो भूप सूर्यत्वं चन्द्रत्वं न कुबेरता ॥ ११ ॥**

(અર્થ) શિવના પદની પ્રાપ્તિરૂપ યોગ વિયોગ. તેપણ યોગ ગણાય નહિં. તેમજ વિષ્ણુપદની પ્રાપ્તિ-રૂપ યોગ કે વિયોગ તેપણ યોગ નથી. તથા તેવીજ-રીતે સૂર્ય પદની પ્રાપ્તિરૂપ-ચંન્દ્ર પદની પ્રાપ્તિરૂપ તથા કુબેર પદની પ્રાપ્તિરૂપ યોગ વિયોગ તે પણ યોગ રૂપ ગણાય નહિં.

**नानिलत्वं नानलत्वं नामरत्वं न कालता । न वारुण्यं न नैर्ऋत्यं योगो न सार्वभौमता ॥ १२ ॥**

(અર્થ) વાયુપવનરૂપી-અગ્નીપણારૂપી, અમરપ-ણારૂપી, કાલઅકાલપણારૂપી. વરણદેવતાપણારૂપી, નૈર્ઋત્યદેવતાપણારૂપી અને સાર્વભોમસત્તાપણારૂપી યોગ વિયોગ તે પણ યોગ ગણાયનહિં.

**योगं नानाविधं भूप युंजंति ज्ञानिनस्तु तम् । भवंति वितृषा लोके जिताहारा विरंतसः ॥ १३ ॥**

(અર્થ) હે ભૂપતિ !!! એપ્રમાણે અનેક વિધવિધ પ્રકારના યોગો જગતમાં જણાયછે. તે યોગ શબ્દના

ખરા અર્થરૂપે નથી ખરા અર્થરૂપેતો યોગશબ્દના અર્થથી માત્ર જ્ઞાનયોગ જ સિધ્ધ છે. અને તે જ્ઞાનયોગ જ્ઞાનીનેજ પ્રાપ્ત થાયછે. જ્ઞાની શબ્દનો અર્થ એવો સમજવો કે આ જગતના ઉપર બતાવેલા કોઇપણ. યોગને વિષે જેની તૃષ્ણા (ઇચ્છા) નથી. અને તેના મોહ વિષયરૂપ આહારને જેમણે જીતેલોછે. એવા શુધ્ધ બ્રહ્મચાર્યના પાલનથી ઊર્દ્ધરેતસી બન્યાછે એવાને જ્ઞાની જાણવા.

**पावयंत्यखिलाँल्लोकान्वशीकृतजगत्त्रयाः । करुणापूर्णहृदया बोधयंत्यपि कांश्चन ॥ १४ ॥**

**जीवन्मुक्ता ह्रदे मग्ना परमानंदरूपिणि । निमील्याक्षीणि पश्यंतः परं ब्रह्म हृदि स्थितम् ॥ १५ ॥**

**ध्यायन्तः परमं ब्रह्म चित्ते योगवशीकृतम् । भूतानि स्वात्मना तुल्यं सर्वाणि गणयंति ते ॥ १६ ॥**

(અર્થ) વળી જેમનાં દર્શનથી અથવા જેમના

સ્પર્શ કરવાથી અથવા જેમના ભાષણથી સર્વત્ર જનો પાવન થાયછે એવા સમદર્શિ સાધુજનો સ્વર્ગમૃત્યુપાતાલાદિ જગતને વશકરી શકયાછે. અર્થાત્ તેના મોહ-થી. એજ્ઞાતાનથી એવાકે જેમનાં હૃદય સર્વજીવાત્માના તરફ પૂર્ણ કરૂણાયુકતછે એવા સર્વને ઉત્તમ પ્રકારના યોગનો સદાકાળ બોધ કરેછે. એવા જ્ઞાની જનો જીવન્મુકત સ્થીતિની પ્રાપ્તિ વડે સદાએ પોતાના હૃદયથી અત્યંત આનંદરૂપ રહેવાળાછે. તથા નેત્ર મીચીને પોતાના હૃદયમાં રહેલા પરમાત્મા સ્વરૂપને જોવાવાળાછે અને જીવ-બ્રહ્મની. ઐકયતા. સદ્ગુરૂ કૃપા પ્રસાદે પ્રાપ્ત કરેલી હોવાથી તે યોગવડે વશકરેલા પોતાની બુધ્ધિના પતિ સ્વરૂપ શ્રીગણેશજીનું ધ્યાન કરવાવાળાછે. તેમજ તે ગણેશપરમાત્મા સર્વ ભૂતપ્રાની યાવત્ સ્થાવર જંગમ સંપૂર્ણ જગતમાં વાસ કરી રહેલા સમજતા હોવાથી સર્વ ભતાત્માને પોતાના આત્માસમાન ગણાવા વાળાછે. તેજ જ્ઞાની છે.

**येन केनचिदाच्छन्ना येन केनचिदाहृताः । येन केनचिदाकृष्टा येन केनचिदाश्रिताः ॥ १७ ॥**

(અર્થ) દેહ છતાં દેહાભિમાન બુદ્ધિથી રહિત અહં મમત્વના ત્યાગપૂર્વક જીવન મુક્ત જ્ઞાન દશાએ વિચરવા વાળા-ગમેતેવા પ્રકારથી આચ્છાદન ને પામેલા અને ગમેતેવા પ્રકારથી કોઇ અજ્ઞાની જનોએ મારેલા એવા. તથા ગમેતેવા પ્રકારે અને ગમેતે બાજુએ ખેંચાયેલા એવા તથા ગમેતેવા પ્રકારે ગમેતેના આશ્રય પૂર્વક રહેવાવાળ એવા તે સાધુજનો જ્ઞાની કહેવાયછે.

**करुणापूर्णहृदया भ्रमन्ति धरणी-तले। अनुग्रहाय लोकानां जित-क्रोधा जितेन्द्रियाः ॥ १८ ॥**

(અર્થ) એવા જીવનમુક્ત જ્ઞાની સંત પુરૂષો આત્મતૃપ્તિરૂપ હોવાથી ક્રોધને જીતીને તથા પોતાની ઇન્દ્રિયોના સમૂહને પોતાના વશમાં રાખીને પોતાના અત્યંત કરૂણાયુક્ત હૃદયના વિચારોથી સર્વ જીવાત્માઆનું કલ્યાણ કરવાના હેતુએ આ સંસાર સાગરમાં વિચરે છે. કે જેમનાં દર્શનથી, સ્પર્શમાત્રથી અને બોધ ભાષણ માત્રથી યોગ્ય મુમુક્ષુ જીવાત્માઓ પરમાત્મ તત્વના જ્ઞાનથી જાગૃત થાયછે.

**देहमात्रभृतो भूप समलोष्टाश्मकाञ्चनाः । एतादृशा महाभागाः स्युश्चक्षुर्गोचराः प्रिय ॥ १९ ॥**

(અર્થ) હે પ્રિય રાજન !!! એવા જ્ઞાની પુરૂષોનો દેહ માત્ર દર્શન કરવારૂપછે. દેહાભિમાન યાને દેહાધ્યાસ (દેહનેવિષે અહં મમત્વ કલ્પના) નહોવાથી તેઓના હૃદય નિશ્ચયમાં માટી, પથ્થર, અને સોનું સમાનછે. એવા લક્ષણવાળા માહાભાગ્યવાન સાધુજનો ચક્ષુ દર્શનથીજ પાવન કર્તા છે.

**तमिदानीमहं वक्ष्ये शृणु योगमनुत्तमम् । श्रुत्वायं मुच्यते जन्तुः पापेभ्यो भवसागरात् ॥ २० ॥**

(અર્થ) હે રાજન !!! હવે પૂર્વોકત પ્રકારના જ્ઞાની જનોએ સાધેલો જે ઉત્તમ પ્રકારનો યોગ તે તમને કહુંછું તે શ્રવણકરો કે. જે સાંભળવાથી માણસો અનેક પ્રકારના પાપોથી તેમ ભવસાગરથી. મુકત થાયછે.

**शिवे विष्णौ च शक्तौ च सूर्ये मयि नराधिप । याऽभेदबुद्धिर्योगः स सम्यग्योगो मतो मम ॥ २१ ॥**

( અર્થ ) યોગ શબ્દના સત્ય અર્થ પૂર્વક-આ પાંચ-પંદ બ્રહ્મના સમ્યકપણામાં ૧ અસતપાદ બ્રહ્મ (શક્તિ) ૨ સત્‌પાદ બ્રહ્મ (સૂર્ય) ૩ સમપાદ બ્રહ્મ ( વિષ્ણુ )૪ તૂર્યપાદ બ્રહ્મ (શિવ એટલે ઇશ્વર) અને ૫ પૂર્ણપાદ અથવા તૂર્યાતીતપાદ બ્રહ્મ (ગણેશ) અનુ ક્રમે છે. એટલે અસત્‌પાદનો યોગ સત્‌પાદમાં-અને અસત્ સત્ ઊભય પાદનો યોગ સમપાદમાં-તથા અસત સત્ અને સમપાદને! યોગ તૂર્યપાદમાં-તેમજ અસત્ સત્. સમ અને તૂર્યપાદનો યોગ: પૂર્ણપંચમ તૂર્યાતીત પદમાં થતાં અવશેષ માત્ર. તૂર્યાતીત ગણેશ અભેદ છે. એટલે ચારપાદનો અભેદ યોગ પંચમપાદમાં હોવાથી શિવને વિષે, વિષ્ણુનેવિષે, શક્તિને વિષે, સૂર્યનેવિષે અને શ્રીગણેશજી આ ગીતામાત્ર સ્વમુખે વર્ણવતા હોવાથી પોતાને વિષે એમ સમજાવેછે. કે. આ પાંચેમાં ઉપર બતાવ્યા પ્રમાણે મારાવિષે અભેદ બુધ્ધિવડે જેવું તેનું નામજ યોગ છે એવો મારો મતછે.

**अहमेव जगद्यस्मात्सृजामि पालयामि च । कृत्वा नानाविधं वेषं संहरामि स्वलीलया ॥ २२ ॥**

(અર્થ) કેમકે. હું જ પોતે પોતાની લીલા માત્રવડે જુદાજુદા પ્રકારનાં સ્વરૂપ ધારણ કરીને આ જગતને સૃજુછું. પાલન કરૂં છું. અને સંહાર પણ કરૂં છું. અર્થાત્ પોતાની લીલા માત્રથી બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર સ્વરૂપ પણમારૂંજ છે. एकोहं बहुस्याम् શ્રુતિથી હું એક છતાં બહુસ્વરૂપ એટલે ત્રણસ્વરૂપ થતો હવો એમ સિદ્ધ છે.

**अहमेव महाविष्णुरहमेव सदाशिवः । अहमेव महाशक्तिरहमेवार्यमा प्रिय ॥ २३ ॥**

(અર્થ) હુંજ પોતે મહાવિષ્ણુ સ્વરૂપછું. હુંજ પોતે સદાશીવ સ્વરૂપ છું હુંજપોતે મહાશકિત સ્વરૂપ છું. અને હુંજ પોતે સૂર્ય સ્વરૂપ છું. એમસર્વ મારૂં સ્વરૂપજ છે.

**अहमेको नृणां नाथो जातः पंचविधः पुरा । अज्ञानान्मां न जानंति जगत्कारणकारणम् ॥ २४ ॥**

( અર્થ ) ઉપર પ્રમાણે હું એક અભેદ સ્વરૂપ છતાં ચાર પ્રકારના ભેદરૂપ ( અસત્, સત, સમ, સૂર્ય, અથવા શક્તિ, સૂર્ય, વિષ્ણુ, અને શિવ-અથવા શ્રુતિના પ્રમાણુથી "सोयमात्माचतुष्पाद्" તે આ આત્મા ચારપાદ રૂપ છે. જેથી ચારપાદરૂપને "નર" એવી સંજ્ઞા આપેલી છે. ) નરોના અભેદપણાને પ્રાપ્તિકરનાર તેમના નાથ એટલે પતિસ્વરૂપથી-એમ પાંચપ્રકારનો થતો હવો, આ મારા જગતના કારણુના પણુ કારણુ સ્વરૂપને અજ્ઞાની જનો જાણુતાનથી. આમાં જગતનું કારણુ-માયા અને માયાનું કારણુ. હૂં પોતે છું એમ સમજવું

**मत्तोग्निरापो धरणी मत्त आकाशमारुतौ । ब्रह्मा विष्णुश्च रुद्रश्च लोकपाला दिशो दश ॥ २५ ॥**

**वसवो मनवो गावो मुनयः पशवो-**

**ऽपि च । सरितःसागरा यक्षा वृक्षाः पक्षिगणा अपि ॥ २६ ॥**

**तथैकविंशतिः स्वर्गा नागाः सप्त वनानि च । मनुष्याः पर्वताः साध्याः सिद्धा रक्षोगणास्तथा॥ २७ ॥**

(અર્થ) હે રાજન !!! વળી મારાથીજ અગ્નિ, જળ, પૃથ્વી, અકાશ, વાયુ, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, લોકપાલ, દશદિશા, આઠવસુઓ, મનુઓ, ગાયો, મુનીઓ, પશુઓ, નદીઓ સાગરો, યક્ષો, વૃક્ષો, પક્ષીગણો, તથા એકવીશે પ્રકારનાં સ્વર્ગો, નાગો, સાત વનો, મનુષ્યો, પર્વતો, સાધ્યપુરૂષો, સિધ્ધપુરૂષો. અને રાક્ષસ ગણો ઊત્પન્ન થયેલા છે.

**अहं साक्षी जगच्चक्षुरलिप्तः सर्वकर्मभिः । अविकारोऽप्रमेयोहमव्यक्तो विश्वगोऽव्ययः ॥ २८ ॥**

(અર્થ) એમ છતાં એ સર્વ જગતનો હું સાક્ષી છું. અને જગતના ચક્ષુસ્વરૂપ પણ હુંજ છું. અને સર્વ

પ્રકારનાં કર્મ કરતો છતાં પણ અલિપ્તજ છું. મને કર્મ બાધ કરી શકતાં નથી તેથી હું સદાએ અવિકારીજ છું. અપ્રમેય છું અને વિશ્વમાં અંતર્યામી પણાએ રહ્યો છતાં અવ્યકત અવિનાશી છું.

**अहमेव परं ब्रह्माव्ययानंदात्मकं नृप। मोहयत्यखिलान्माया श्रेष्ठान्मम नरानमून् ॥ २९ ॥**

(અર્થ) હે નૃપતિવર્ય !!! એમ છતાં હુંજ પરબ્રહ્મ સ્વરૂપ છું અને અવ્યય. અને આનંદ સ્વરૂપ પણ હુંજ છું. મારી માયા વડે આ અખીલ જગત અને પ્રથમ વર્ણવેલા જે ચારપાદરૂપી ચાર નર જે શ્રેષ્ટ ગણાયછે તે સર્વ મોહ પામેછે.

**सर्वदा षड्विकारेषु तानि यं योजयेद्भृशम् । हित्वाजापटलं जंतुरनेकैर्जन्मभिः शनैः ॥ ३० ॥**

(અર્થ) તે મારી માયા નિરંતર ષડ્વિકાર (છપ્રકારના વિકાર-) કે જે जायते, अस्ति, वर्धते, विपरिणमते

अपक्षीयते, विनश्यते ॥ એવા જન્મથી મરણ પર્યંતના વિકારમાં દરેક જીવને પ્રેરેછે. અર્થાત્ દેહ બુદ્ધિમાંજ જોડી રાખેછે. એવા માયાનો પડદો તેને મનુષ્યો અનેક જન્મોને વિષે ઉપર બનાવેલા યોગ વડે ધીમેધીમે તોડે છે.

**विरज्य विंदति ब्रह्म विषयेषु सुबोधतः । अच्छेद्यं शस्त्रसंघातैरदाह्यमनलेनच ॥ ३१ ॥**

(અર્થ) પછી ઉપર વર્ણાવેલા જીવન્મુક્ત સંત પુરૂષના ઉત્તમ સદ્બોધ વડે સ્વસ્વરૂપાનુભવની જાગૃતીએ વિષયોની વાસનાનો ત્યાગ કરી. પોતાના નિજાત્મક પરબ્રહ્મ પરમાત્માને જાણેછે. જે પ્રભુનું સ્વરૂપ અનેક શાસ્ત્રેથી પણ છેદાય નહિં એવું અચ્છેદ્ય છે. તથા જે અગ્નિથી બળી શકતાનથી એવા અદાહ્ય છે.

**अक्लेद्यं भूप भुवनैरशोष्यं मारुतेन च । अवध्यं वध्यमानेऽपि शारीरेऽस्मिन्नराधिप ॥ ३२ ॥**

(અર્થ) વળી તે બ્રહ્મસ્વરૂપ પાણીથી કોહાતું પણ-

નથી-વાયુથીશોષાતુંનથી અને કાળેકરીને આ શરીરનો નાશ થાય પણ તેનો નાશ કદાપીપણ થાયનહિં એવું અવાચ્યછે. (છતાં)

**यामिमां पुष्पितां वाचं प्रशंसंति श्रुतीरिताम् । त्रयीवादरता मूढा-स्ततोऽन्यन्मन्वतेऽपि न ॥ ३३ ॥**

( અર્થ ) હે રાજન !!! વેદને વિષે કહેલી એવી ફલયુકત વાણીને પ્રતિપાદન કરીને વખાણેછે. અને વેદત્રયી ના વાદને વિષે પ્રીતિવાળા મૂઢ પુરૂષો અન્ય યોગને માનતા નથી. અર્થાત્ વાદગ્રસ્ત બનેલા છે.

**कुर्वंति सततं कर्म जन्ममृत्युफलप्रदम् । स्वर्गैश्वर्यरता ध्वस्तचेतना भोगबुद्धयः ॥ ३४ ॥**

( અર્થ ) અને સ્વર્ગના. ઐશ્વર્યતામાં પ્રીતી ધારણ-કરી, અને નાશ પામીગઇછે ચેતનાઓ તે જેની, અને ભોગ વૈભોગને વિષે બુદ્ધિ છે તે જેની એવામૂઢ મનુષ્યો વારંમવાર જન્મ મર્ણના ફળને આપનારાં કર્મજ નિરંતર કરેછે.

**संपादयंति ते भूप स्वात्मना निज-बंधनम् । संसारचक्रं युंजांति जडाः कर्मपरा नराः ॥ ३५ ॥**

(અર્થ) હે ભૂપ !!! અને પોતાના જીવ આત્માના બંધનરૂપ કર્મનુ સંપાદન કરી એવા જડ મનુષ્યો તેવાજ કર્મને વિષે પ્રિતિવાળા બની વારંમવાર આ સંસાર ચક્રમાં જોડાયછે, તેવા પોતાના શુધ્ધ સ્વરૂપને સત્સંગત વિના જાણુતા નથી.

**यस्य यद्विहितं कर्म तत्कर्त्तव्यं मदर्पणम् । ततोऽस्य कर्मबीजानामुच्छिन्नाः स्युर्महांकुराः ॥ ३६ ॥**

(અર્થ) માટે જ્ઞાન યોગથી પરમાત્મા પરબ્રહ્મમાં જોડાનાર પુરૂષોએ હમેશાં વેદને વિષે વર્ણાશ્રમ ધર્મની મર્યાદાએ. જેજે વર્ણને જેજે વિહિત કર્મ કરવાને કહેલુ છે તેતે કર્મ કરીને માત્ર મનેજ અર્પણ કરવું અર્થાત્ " तत्सत् ब्रह्मार्पणमस्तु " કરવું. તેમ કરવાથી. મનુષ્યોના કર્મ બીજનાં અંકુરો નાશપામી જાયછે.

**विशुद्धिश्च महती विज्ञानसाधिका भवेत् । विज्ञानेन हि विज्ञातं परं ब्रह्म मुनीश्वरैः ॥ ३७ ॥**

( અર્થ ) ઉપર પ્રમાણે વેદવિહિત કર્મ કરી તેકર્મ બ્રહ્માર્પણ કરવા વડે પોતાની બુધ્ધિની યોગ્ય શુધ્ધિ થાયછે. અને તે ચિત્ત શુધ્ધિથી. અનેક પ્રકારના બ્રહ્મોનો ધણુ એક એવો पति સ્વરૂપ ( पतिं पतीनां परमं पुरस्तात् આ શ્રુતિના અન્વયપ્રમાણે–બ્રહ્મણસ્પતિ નામાત્મક મહાગણપતિ ) પરબ્રહ્મના સ્વરૂપને યથાવિધિ સમજી શકેછે. આવા જ્ઞાનને વિજ્ઞાન કહેછે. અને પરમાત્માને જાણવાને વિજ્ઞાન શિવાય અન્ય માર્ગનથી. આવા વિજ્ઞાનથીજ મુનિશ્વરોએ પરબ્રહ્મ પરમાત્મા ગણેશસ્વરૂપ જાણેલું છે.

**तस्मात्कर्माणि कुर्वीं बुद्धियुक्तो नराधिप ॥ न त्वकर्मा भवेत् कोपि स्वधर्मत्यागवांस्तथा ॥ ३८ ॥**

( અર્થ ) હે રાજન !!! તેટલાજ માટે બુધ્ધિનો વિચાર કરીને વેદવિહિત કર્મ કરવાં–વેદશાસ્ત્ર મર્યાદાન

સ્વધર્મનો ત્યાગ કરવાવાળા અને કર્મનો ત્યાગ કરવાથી સિદ્ધિની પ્રાપ્તિ નથી. અને એવીરીતે સકર્મ કોણ થાયછે ?? કોઇ નહિં.

વેદશાસ્ત્ર :વિહિત કર્મ ( નિત્યકર્માદિ ) કરનારા તેકર્મ પરમાત્માને અર્પણકરે તોતે અકર્મ થાયછે. કેવળ કર્મનો ત્યાગ કરવાથી અકર્મ થતા નથી તેતો ઊલટા અધર્મી થાયછે. કેમકે શરીર એ કર્મના ફળરૂપ હોઇને તેશરીર ક્ષણ પણ કર્મશિવાય ટકી શકતું નથી. માટે કર્મનો ત્યાગ હોઇશકતો નથી પણ, વેદ વિહિત કર્મો પ્રભુને અર્પણકરવાથી અકર્મ થાયછે. કર્મત્યાગથી તો અધર્મી થાયછે.

**जहाति यदि कर्माणि ततः सिद्धिं न विंदति । आदौ ज्ञाने नाधिकारः कर्मण्येव स युज्यते ॥ ३९ ॥**

( અર્થ ) જે વેદવિહિત કર્મોનો ત્યાગકરે તો તેવાને કદાપીપણ સિદ્ધિપ્રાપ્ત થતીનથી. વેદવિહિત કર્મો કરીને બ્રહ્માર્પણ કરવાથી ચિત્ત શુદ્ધિ થાયછે. ચિત્ત શુદ્ધિ થવાથી જ્ઞાન વિચાર કરવાનો અધિકાર પ્રાપ્ત-થાયછે, ચિત્ત શુદ્ધિરૂપ વેદવિહિત કર્મ ન કરનારાઓ

પોતે પ્રથમથીજ જ્ઞાન વિચાર કરવામાં જોડાયછે તોતે શુષ્ક વેદાન્ત વાદીઓ બનેછે. માટે પ્રથમ વેદવિહિત નિત્યકર્માદિ સત્કર્મમાં જોડાવું જોઇએ.

**कर्मणा शुद्धहृदयोऽभेदबुद्धिमुपैष्यति । स च योगः समाख्यातोऽमृतत्वाय हि कल्पते ॥ ४० ॥**

( અર્થ ) ઉપરપ્રમાણે શુધ્ધ બુધ્ધિના સદ્બોધ સ્વરૂપ સંતજનના વિચારો વેદવિહિત હોવાથી તે પ્રમાણે યથાવિધિ કર્મ કરનારનું શુધ્ધ હૃદયથતાં આગળ વર્ણવીગયા પ્રમાણે અભેદ બુધ્ધિયોગ તેને પ્રાપ્ત થાયછે. અનેતેનેજ योग એમનામ આપવામાં આવેછે કે જે અમૃત તત્વસ્વરૂપ જીવન મુકિતના અપાર સુખને આપનાર છે.

**योगमन्यं प्रवक्ष्यामि शृणु भूप तमुत्तमम् । पशौ पुत्रे तथा मित्रे शत्रौ बंधौ सुहृज्जने ॥ ४१**

**बहिर्दृष्ट्या च समया हृत्स्थयालो-**

**कर्येत्पुमान् । सुखे दुःखे तथाऽमर्षे हर्षे भीतौ समो भवेत् ॥ ४२ ॥ रोगाप्तौ चैव भोगाप्तौ जये वा विजयेऽपि च । श्रियोऽयोगे च योगे लाभालाभे मृतावपि ॥ ४३ ॥**

( અર્થ ) હે રાજન !!! વળી એક બીજો યોગ વિચાર કહું છું તે ઉત્તમ પ્રકારે શ્રવણકરો. કે પશુ, પુત્ર, મિત્ર, શત્રુ, બંધુવર્ગ અને સજ્જન પુરૂષોનેવિષે તથા બહિરદ્રષ્ટિથી અને અંતર દ્રષ્ટિથી સમાન એટલે પોતાના આત્માસમાન જોવું. તેમજ સુખમાં કે દુઃખમાં તથા ક્રોધમાં કે હર્ષમાં વાભીતિમાં પણ. સદા સમાનતાએ વર્તવું. તથા રોગ પ્રાપ્તથાય કે ભોગ પ્રાપ્તથાય જય થાય કે વિજય થાય, લક્ષ્મીની પ્રાપ્તિથાય કે લક્ષ્મીનો વિનાશ થાય. અથવા લાભથાય કે અલાભથાય પણ ઉપરપ્રમાણેજ સમાનતાથીજ રહેવું.

**समो मां वस्तुजातेषु पश्यन्नंतर्बहिः-स्थितम् । सूर्ये सोमे जले वाह्नै शिवे**

शक्तौ तथाऽनिले ॥ ४४ ॥
द्विजे हृदि महानद्यां तीर्थे क्षेत्रेऽघना-
शिनि । विष्णौ च सर्वदेवेषु तथा
यक्षोरगेषु च ॥ ४५ ॥
गंधर्वेषु मनुष्येषु तथा तिर्यग्भवेषु
च । सततं मां हि यः पश्येत्सोऽयं
योगविदुच्यते ४३ ॥

(અર્થ) હે રાજન !!! હરકોઇ વસ્તુ જાતીને વિષે અનેતેના બહિરભાવમાં અને અંતર ભાવમાં પણ હુંજ છું એમ સમાનતાથી મનેજ જાણે. સૂર્યનેવિષે તથા. ચન્દ્રનેવિષે, પાણીનેવિષે, અગ્નિનેવિષે, શિવને વિષે, શકિતનેવિષે વાયુનેવિષે, બ્રહ્મણનેવિષે, પાણીન ધરાનેવિષે, મહાનદીનેવિષે, તીર્થનેવિષે, પાપનાશ. કરનારાં ક્ષેત્રને વિષે. વિષ્ણુઆદિસર્વ દેવોનેવિષે તથા યક્ષરાક્ષબને વિષે તથાગંધર્વો તેમજ મનુષ્યોને વિષે તેમજ તીયગ્યોનીના જીવોનેવિષે મારા સમાન સ્વરૂપને જે રૂડા પ્રકારે નિત્માં સ્વરૂપે જાણેછે. તેનેજ શાસ્ત્રમાં યોગ કહેવાય છે

**संपरिहृत्य सार्थेभ्य इन्द्रियाणि विवेकतः। सर्वत्र समताबुद्धिः स योगो भूप मे मतः॥ ४७॥**

(અર્થ) હે રાજંન !!! વિવેક એટલે સત્યાસત્યના નિશ્ચય પૂર્વક વિચારતાં ઇન્દ્રિયોના સેવનાના સ્વાર્થનો ત્યાગ કરીને જે પુરૂષ સર્વત્ર સમાન બુદ્ધિથી જુએછે. તેનેજ યોગ કહેવામાં આવેછે એવો મારોમત છે.

**आत्मानात्मविवेकेन या बुद्धिर्दैवयोगतः। स्वधर्मासक्तचितस्य तद्योगो योग उच्यते॥ ४८॥**

(અર્થ) હે રાજન !! આત્મા અને અનાત્મા એટલે નિત્યવસ્તુ અને અનિત્ય વસ્તુના વિવેક વડે જે બુદ્ધિ દૈવ યોગ એટલે આત્માના અવિનાશી ભાવની નિશ્ચયતા ધારણકરે એવું સ્વધર્માસક્ત ચિત્તછે જેનું તેનું નામ યોગ છે.

**धर्माधर्मौ जहातीह तया त्यक्त उभावपि। अतो योगाय युंजीत**

**योगो वेधेषु कौशलम् ॥ ४९ ॥**

( અર્થ ) ઉપર વર્ણવેલા યોગને વિષે પ્રવેશ કરનારા યોગી પુરૂષો પોતાના દેહને માત્ર પ્રારબ્ધ પ્રવાહરૂપે મુકી આ શરીરથી અનાશ્રીત જેકાંઇ ધર્મ કે અધર્મ થાય, તે સર્વ કરતો હતો પણ નકર્યા સમાન વિચારથી કરીને તેસર્વ બ્રહ્માર્પણ કરતાં મેળવીલે છે. અર્થાત્ યોગી પુરૂષો સર્વપ્રકારે યુકત યોગમયજ રહેછે. કેમકે વિધિમાં કુશળતા ધારણકરનારજ યોગીછે. તત્‌સત્ બ્રહ્માર્પણ કરવું. એ બાત વેદવિધિની કુશળતા છે

**धर्माधर्मफले त्यात्तवा मनीषी विजितेन्द्रियः । जन्मबंधविनिर्मुक्तः स्थानं संयात्यनामयम् ॥ ५० ॥**

( અર્થ ) કોઇપણ મનુષ્ય અધર્મના ફળની તો અપેક્ષાજ રાખતોનથી, પણ ધર્મના ફળની પણ તત્ સત્ બ્રહ્માર્પણ કરવાવડે અપેક્ષા રાખેનહીં. એમ ધર્મ અને અધર્મના ફળનો ત્યાગકરીને તે બુદ્ધિમાન જીતેન્દ્રિય યોગી પુરૂષ. જન્મ મરણના બંધનથી મુકત

થઇને અનામય, એટલે નિર્મળ બ્રહ્મસ્વરૂપના સ્થાનને અવસ્ય પામે છે.

**यदा ह्यज्ञानकालुष्यं जन्तोर्बुद्धिः क्रमिष्यति। तदाऽसौ याति वैराग्यं वेदवाक्यादिषु क्रमात् ॥ ५१ ॥**

(અર્થ) જ્યારે કોઇપણ માણુસ અજ્ઞાનતાથી ઉત્પન્નથયેલી કલેશ ભરેલી (કાળી) બુદ્ધિમાંના દ્વંદ્વ વિચારો નાશપામેછે. ત્યારે વેદવાક્યાદિમાં જણાવેલી વૈરાગ્ય વૃદ્ધિ અનુક્રમે પ્રાપ્ત થાય છે.

**त्रयीविप्रतिपन्नस्य स्थाणुत्वं यास्यते यदा । परात्मन्यचला बुद्धिस्तदाऽसौ योगमाप्नुयात् ॥ ५२ ॥**

(અર્થ) જ્યારે ફુલદર્શક વેદત્રયીમાં પ્રતિપાદન કરેલાં કર્મવડે પરમાત્માને વિષે બુદ્ધિની સ્થિરતા થાય ત્યારેજ યોગની પ્રાપ્તી થાય છે.

**मानसानखिलान्कामान्यदा धीमांस्त्यजेत्प्रिय । स्वात्मनि स्वेन**

**संतुष्टः स्थिरबुद्धिस्तदोच्यते ॥ ५३ ॥**

( અર્થ ) હે પ્રિયરાજન !!! જ્યારે બુદ્ધિમાન પુરૂષો સમગ્ર એવી મનની ઇચ્છાઓનો ત્યાગ કરે છે. અને પોતાના નિશ્ચયતા પૂર્વક બુધ્ધિવડે પોતે સંતોષ માનેછે ત્યારેજ તે પુંરૂષ સ્થિર બુધ્ધિવાળો કહેવાય છે.

**वितृष्णः सर्वसौख्येषु नोद्विग्नो दुःख-संगमे । गतसाध्वसरुड्रागः स्थिरबु-द्धिस्तदोच्यते ॥ ५४ ॥**

( અર્થ ) કોઇપણ પ્રકારની સંસારીક તૃષ્ણાનો ત્યાગ કરે. અને સર્વ પ્રકારના સુખમાંજ પોતાને જાણે. દુઃખના સમયમાં ઊદ્દવેગથી રહીત રહે. અને છ પ્રકારના ( ભય ક્રોધાદિ ) રાગદ્વેષથી રહીત રહે તેનેજ સ્થિર બુધ્ધિવાળો જાણો.

**यथायं कमठोंगानि संकोचयति सर्वतः । विषयेभ्यस्तथा खानि संक-र्षेद्योगतत्परः ॥ ५५ ॥**

( અર્થ ) જેમ જળમાં રહેનારો કાચબો પોતાના

સ્થાનમાં જતાં પોતાના સર્વપ્રકારનાં અંગોને પોતે સંકોચે છે. તેમજ યોગતત્પર યોગાભ્યાસી પુરૂષોએ પોતાની ઇન્દ્રિઓને વિષયથી સંકોચીલેવી જોઇએ.

**व्यावर्त्तन्तेऽस्य विषयास्त्यक्ताहार-स्य वर्ष्मिणः। विना रागं च रागोऽपि दृष्ट्वा ब्रह्म विनश्यति ॥ ५६ ॥**

( અર્થ ) હે રાજંન !!! સાંગ્યોછે. વિષયની પ્રિતી-રૂપી આહાર તે જેણે. એવો જે દેહાભિમાની જીવાત્મા તેના તમામ વિષયો પરબ્રહ્મ પરમાત્માના ગ્નાન સ્વરૂ-પને જોઇને આપોઆપ નિવૃત્તિને પામેછે. કેમકે બ્રહ્મ-વિધાગ્નાન દ્રષ્ટિથી વિષયો ઉપરની પ્રીતી રહેતીનથી એટલેતે આપોઆપ વિલય જાયજ.

**विपश्चिद्यतते भूप स्थितिमास्थाय योगिनः। मंथयित्वेन्द्रियाण्यस्य ह-रंति बलतो मनः ॥ ५७ ॥**

( અર્થ ) હે ભૂપતિ !!! યોગી પુરૂષની સ્થિતિનો આશ્રય કરીને કોઇ ચતુરમાણુસ યોગીની માફક યત્ન શીલ રહેતો પણ તેની ઇન્દ્રિયો બલાતકારવડે તેના-

મનનું મંથનકરી હરણકરેછે પણ સ્થિર થવાદે નહી.

**युक्तस्तानि वशे कृत्वा सर्वदा मत्परो भवेत् । संयतानींद्रियाणीह यस्यासौ कृतधीर्मतः ॥ ५८ ॥**

(અર્થ) માટે યોગી પુરૂષોએ યુક્તિ યુક્તિ એ ઇન્દ્રિયાદિકને વશમાંકરીને સર્વદા મારાવિષે જોડાઈ રહેવું. જેની ઇન્દ્રિયો નિયમમાં રહેવાવાળી થાયછે. તેવા પુરૂષો સ્થિર બુધ્ધિવાનછે એમ મારોમત છે.

**चिंतयानस्य विषयान्संगस्तेषूपजायते । कामः संजायते तस्मात्ततः क्रोधोऽभिवर्द्धते ॥ ५९ ॥**

(અર્થ) વિષયોનું ચિંતવન કરવાવડે હૃદયમાં વિષય સંગ ઉત્પન્નથાયછે. વિષયોના સંગથી કામની ઊત્પત્તિ થાયછે. અને કામના સંગથી ક્રોધઊત્પન્ન થાય છે.

**क्रोधादज्ञानसंभूतिर्विभ्रमस्तु ततः स्मृतेः । भ्रंशात्स्मृतेर्मतेर्ध्वंसस्तद्-**

**ध्वंसात्सोऽपि नश्यति ॥ ६० ॥**

( અર્થ ) હે રાજન !!! ક્રોધના સંગથી અજ્ઞાન ઊત્પન્ન થાયછે. અને અજ્ઞાનના સંગથી શુદ્ધ સ્મૃતિનો નાશ થાયછે, શુદ્ધ સ્મૃતિનો નાશથવાથી બુધ્ધિનો વિધ્વંસ થાયછે. બુધ્ધિના વિનાશથી તે પોતેપણ નાશપામેછે. અર્થાત્-મર્ણપામતો નથીપણ આત્માના સ્વરૂપને જરાપણ જાણવા યોગ્ય રહેતોનથી.

**विना द्वेषं च रागं च गोचरान्यस्तु स्वैश्चरेत् । स्वाधीनहृदयो वश्यैः संतोषं स समृच्छति ॥ ६१ ॥**

( અર્થ ) જે પુરૂષ ઇન્દ્રિયોના વિષયોમાં રાગઅને દ્વેષનો ત્યાગકરી તેનો ઉપયોગ કરેછે. તેથી વશ્ય રહેલી ઇન્દ્રિયોથી પોતાના હૃદયને શાન્ત અને સંતોષી રાખવાને તે ભાગ્યશાળી થાય છે.

**त्रिविधस्यापि दुःखस्य संतोषे क्षेपणं भवेत् । प्रज्ञया संस्थितश्चायं प्रसन्नहृदयो भवेत् ॥ ६२ ॥**

(અર્થ) ઉપરપ્રમાણે સંતોષની પ્રાપ્તિ થતાં ત્રિવિધ પ્રકારનાં દુઃખોનો આપોઆપ વિનાશ થાયછે. એ પ્રમાણે સ્થિર બુદ્ધિવાળા પુરૂષોનાં હૃદય પ્રસન્નજ રહે છે.

**विना प्रसादं न मतिर्विना मत्या न भावना । विना तां न शमो भूप विना तेन कुतः सुखम् ॥ ६३ ॥**

(અર્થ) હૃદય પ્રસન્નતારૂપ કૃપા થયા શિવાય નિશ્ચયાત્મક બુદ્ધિ ઉત્પન્ન થતીનથી અને એવી બુદ્ધિ. વિના શ્રદ્ધાભાવ ઊત્પન્ન થતોનથી શ્રાદ્ધાભાવ વિના મનોનિગ્રહ થતોનથી. અને મનોનિગ્રહ વિના સુખ પણકયાંથીજ પ્રાપ્તથાય !!!

**इन्द्रियाश्वान् विचरतो विषयाननुवर्त्तते । यन्मनस्तन्मतिं हन्यादश्वनावं मरुद्यथा ॥ ६४ ॥**

(અર્થ) જેમ પવનના સપાટાથી સુકાન વિનાનુ વહાણુ નાશપામેછે તેમ મન ઇન્દ્રિયો રૂપી ઘોડાઉપર

બેસીને વિષયોની પાછળ ફરવાવડે કરીને આ મન તથા તે બુદ્ધિના નિશ્ચયો નાશપામે છે.

**या रात्रिः सर्वभूतानां तस्यां निद्राति नैव सः । न स्वपांति ह ते यत्र सा रात्रिस्तस्य भूमिप ॥ ६५ ॥**

(અર્થ) હે રાજન !!! સર્વ પ્રાણીમાત્રના આત્મજ્ઞાનમાં આ અજ્ઞાન તે અજ્ઞાનીજનોની રાત્રી સમાનજછે તેમાં ઇન્દ્રિયોને નિયમમાં રાખનારા યોગીજનો જ્ઞાનરૂપ જાગૃતી ધારણકરેછે. તેમજ જેવખત ઇન્દ્રિયોને વિષય પરત્વે કામમાંજોડી ત્યારે સર્વ પ્રાણી જાગેછે તે વખતે વિષયરૂપ વિષયભોગ અને તૃષ્ણાથી રહિત એવા રજો તમો ગુણનો ત્યાગકરી યોગીજનો રાત્રીવત્ રહેછે.

**सरितां पतिमायांति वनानि सर्वतो यथा । आयांति यं तथा कामाः स नाशांतिं क्वचिल्लभेत् ॥ ६६ ॥**

(અર્થ) જેમ સમુદ્રમાં ચારેબાજુએથી નદીઓનાં પાણી આવેછે. અર્થાત્ નદિઓ પોતાના પતિ સમુદ્રમાં મળેછે તેમ. યોગીજનો પણ પૂર્વપ્રારબ્ધના અનુરોધ

યથા સત્કાર પૂર્વક જેકઇ ઇચ્છા પૂર્વક પદાર્થ આવેછે. તેટલા થીજતે સંતોષ અને તૃપ્તિ ઇચ્છેછે ન આવેલા વિષયોને માટે કદાપીપણ વિષેશ ઇચ્છા ધારણકરતોનથી જેમ કોઇ બાજુથી સમુદ્રમાં નદી નઆવે તેમ સમુદ્રને અશાન્તિ નથી તેમ યોગીજનોને અશાન્તિ નથી.

**अतस्तानीह संरुध्य सर्वतः खानि मानवः । स्वस्वार्थेभ्यः प्रधावन्ति बुद्धिरस्य स्थिरा तदा ॥ ६७ ॥**

( અર્થ ) એટલાજમાટે દરેક મનુષ્યોએ ચારેબાજુ એ સ્વાર્થને માટે દોડતી ઇન્દ્રિઓને ચોતરફથી રૂંધન કરીને બુદ્ધિને સ્થિરકરવી જોઇએ.

**ममताहंकृती त्यक्त्वा सर्वान् कामांश्च यस्त्यजेत् । नित्यं ज्ञानरतो भूयाज्ज्ञानान्मुक्तिं स यास्यति ॥ ६८ ॥**

( અર્થ ) એટલાજમાટે દરેક અધિકારી મનુષ્યોએ અહંકાર મમતાનો ત્યાગ કરીને સર્વપ્રકારની ઇચ્છાઓના તિરસ્કાર પૂર્વક પોતાના આત્માના જ્ઞાનમાં પ્રેમબુદ્ધિથી જોડાય તોતેજ જ્ઞાનથી અવશ્ય મુક્તિને પામેછે.

**एनां ब्रह्मधियं भूप यो विजानाति दैवतः । तुरीयाऽवस्थां प्राप्यापि शीलान्मुक्तिं प्रयास्यति ॥ ६९ ॥**

(અર્થ) હે રાજંન !!! ઉપરપ્રમાણે વિચાર પૂર્વક જે પુરૂષ આ તત્વજ્ઞાનથી ભરપુર બુદ્ધિને પરમાત્મા ગણેશજીની કૃપારૂપે સંપાદન કરેછે તે પુરૂષ જ્ઞાન જાગ્રતી રૂપ જીવપદનો ત્યાગકરતાં તૂર્યાવસ્થા રૂપે ઇશ્વરપદને પામીને અંતે પંચમપાદ બ્રહ્મસ્વસ્વરૂપ ની પ્રાપ્તિ પૂર્વક બ્રહ્મભૂય મુક્તિને પામેછે.

**ॐ तत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदार्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखंडे श्रीगणेशवरेण्यसंवादे सांख्यसारार्थयोगो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥**



॥ ॐ श्रीगणेशाय नमः ॥

अध्याय २ जो.

## श्रीगणेशगुरवे नमोनमः ॥

॥ वरेण्य उवाच ॥

**ज्ञाननिष्ठा कर्मनिष्ठा द्वयं प्रोक्तं त्वया विभो । अत्रधार्य वदैकं मे निश्रेयसकरं नु किम् ॥ १ ॥**

( અર્થ ) પહેલા અધ્યાયમાં વર્ણુવ્યા પ્રમાણે શ્રીગજાનનનાં અમૃતતુલ્ય વચન શ્રવણુ કરીને પોતાની સંદેહ નિવૃત્તિ કરવામાટે શ્રીવરેણ્ય રાજા પુનઃપુછતા હતાકે હે મહારાજ હે વિભો !!! આપે જ્ઞાનનિષ્ઠા—અને કર્મનિષ્ઠા એ પ્રમાણે જીવબ્રહ્મની ઐકયતા કરવાને યોગના બે પ્રકાર વર્ણુવ્યા પણ તેમાંથી કેવળ કલ્યાણુ કર્ત્તા એવો એકપ્રકાર જેહોય તે કૃપાકરી કહો.

" ધર્મ " શબ્દની વ્યાખ્યાપ્રમાણે यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः ॥ જે શરીર ધર્મ મર્યાદા સાચવતાં વા ચાલતાં જેમાં પોતાના શરીરના વ્યવહાર માર્ગની ઉન્નતિ વા આબાદી થાય. અર્થાત્ સાત્વિક પ્રવૃત્તિ

રૂપ ગણાય અને બીજી બાજુએ કેવળ જીવબ્રહ્મની અકયતા સમજતાં જ્ઞાન વિજ્ઞાન પ્રકાશ પ્રાપ્તિએ પ્રેમભક્તિરસ હૃદયમાં રેલારેલ થતાં કેવળ કલ્યાણરૂપ સિદ્ધિની પ્રાપ્તિથાય તેજધર્મછે. માટેવરેણ્ય રાજાનું પુછવું યોગ શબ્દ વાચક કલ્યાણકર્ત્તા શુંછે તે સમજવા રૂપ પ્રશ્ન છે.

॥ श्रीगजानन उवाच ॥

**अस्मिन् चराचरे स्थित्यौ पुरोक्ते द्वे मया प्रिय । सांख्यानां बुद्धियोगेन वैधयोगेन कर्मिणाम् ॥ २ ॥**

( અર્થ ) શ્રીગજાનન બોલ્યા કે હે પ્રિયરાજન !!! પૂર્વે ચર અને અચર એવા ઊભય પ્રકારના જગતને વિષે–સાંખ્યમતપ્રમાણે વિચાર કરનારાને-બુદ્ધિયો-ગથી અને કર્મયોગ પ્રમાણે વિચાર કરનારાને વિધિ-યોગથી સ્થિતિ વર્ણવીછે.

આ જગતની ઊત્પત્તિ પુરૂષ પ્રકૃતિથી માનનારાને સાંખ્યમતવાળી કહેવાયછે. અને આ જગતની ઊત્પત્તિ કર્મથી માનનારાને કર્મવાળી કહેવાયછે. એમ જગતની

ઊત્પત્તિ બેપ્રકારથીછે એવી સમજણથી તે જગતની ભ્રાન્તિ છોડાવવાને બંન્ને માર્ગથી યોગનો બોધછે.

**अनारंभेण वैधानां निष्क्रियः पुरुषो भवेत्। न सिद्धिं याति संत्यागात्केवलात्कर्मणां नृप ॥ ३ ॥**

( અર્થ ) વર્ણાશ્રમધર્મની મર્યાદા પૂર્વક વેદશાસ્ત્ર પુરાણમાં બતાવેલી વિધિપ્રમાણે કર્મનો આરંભ ન કરવાથી તે પુરૂષ કર્મરહિત એટલે વિકર્મિ અર્થાત્ અવિધિ કર્મ કરનારો થાયછે. કેવળ કર્મનો ત્યાગ કરનારા દરિદ્રિજનો કર્મફળસિદ્ધિ પામતાનથી.

**कदाचिदक्रियः कोऽपि क्षणं नैवावतिष्ठते। अस्वतंत्रः प्रकृतिजैर्गुणैः कर्म च कार्यते ॥ ४ ॥**

( અર્થ ) માત્ર કર્મનો ત્યાગ કહેવાવાલા છતાં કોઇપણ માણસ કોઇપણદિવસ એક ક્ષણપણે કર્મ શિવાય રહિ શકતો નથી. કારણ પ્રકૃતિ એટલે માયાઅને તેનાથી ઊત્પન્ન થતા સત્વ, રજ, તમ, એવા ત્રિગુણોથી પરાધિન હોવાપણાવડે અવશ્ય કર્મ થયાજ જાયછે.

**कर्मकारीन्द्रियग्रामं नियम्यास्ते स्मरन्पुमान् । तद्गोचरान्मंदचित्तो धिगाचारः स भण्यते ॥ ५ ॥**

( અર્થ ) કર્મ કરનાર દશ ઇન્દ્રિયોના સમૂહરૂપ જે મન તેને બલાતકારથી નિયમમાં રાખવાની ઇચ્છાવાળો તેના વિષયોનું સ્મરણ કરતો ચાલેછે. આએપણ કર્મજ થાયછે. જેથી કર્મનો કેવળ ત્યાગ કહેનારા એવા મંદચિત્તવાળા મનુષ્યના આચારને ધિકધિકછે. અને તેવાજ ઢોંગી જાણવા.

( માત્ર ગુરૂકૃપાથીજ તે મન અને ઇન્દ્રિયો નિયમમાં રહીશકેછે એ હેતુછે. )

**तद् ग्रामं संनियम्यादौ मनसा कर्म चारभेत् । इन्द्रियैः कर्मयोगं यो वितृष्णः स परो नृप ॥ ६ ॥**

( અર્થ ) હે રાજન !!! માટે દશ ઇન્દ્રિઓના સમૂહરૂપ જે વિષય પરાધિન થયેલું મન-તેને નિયમમાં રાખીનેજ એટલે વિષયોની તૃષ્ણાનો ત્યાગ કરીનેજ શુદ્ધ મનવડે કર્મનો આરંભ કરવો ઊચિતછે.

ઉપર પ્રમાણેના વર્તનથી કરેલો જે કર્મયોગ-તે ફલ તૃષ્ણારહિત હોવાથી પુરૂષને પરમગતીને આપવાવાળો છે.

**अकर्मणः श्रेष्ठतमं कर्मानिच्छाकृतं तु यत् । कर्मणः स्थितिरप्यस्याकर्मणो नैव सेत्स्यति ॥ ७ ॥**

(અર્થ) કેવળ કર્મ નજ કરવું તેના કરતાં આલોક અને પરલોકક ના ફળની ઇચ્છા રહિત કરેલું જે કર્મ તે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠછે, કેમકે આ કર્મથીજ ઊત્પન્નથયેલા દેહની સ્થિતિ કર્મવિના એક ક્ષણુપણ રહેતી નથી.

**असमर्प्य निबध्यंते कर्म तेन जना मयि । कुर्वीत सततं कर्मानाशोऽसंगो मदर्पणम् ॥ ८ ॥**

(અર્થ) પ્રથમાધ્યાયમાં વર્ણવ્યાપ્રમાણે જે ઉપર પ્રમાણે ફલની તૃષ્ણાથી રહિત કરેલાં કર્મો મને અર્પણ નકરેતો તે કર્મો તે પુરૂષને જન્મમર્ણના બંધનને આપવા વાળોછે માટે ફળની તૃષ્ણાથી રહિત રહેતાં યથા-

વિધિ તે કર્મો ॐ तत् सत् ब्रह्मार्पण કરે તો તેથી તેને હાની નથી.

**मदर्थं यानि कर्माणि तानि बन्धंति न क्वचित् । सवासनमिदं कर्म बध्नाति देहिनं बलात् ॥ ९ ॥**

(અર્થ) ઉપર પ્રમાણે મારાઅર્થ મનેજ અર્પણ કરેલાં કર્મોથી તે પુરૂષ કદાપિ બંધનને પામતો નથી. પણ કર્મના ફળની તૃષ્ણારાખી વાસનાયુકત જે કર્મ કરેછે. તો તેકર્મો જીવાત્માને બલાત્કારે બંધન કરેછે.

**वर्णान् सृष्ट्वाऽवदं चाहं स यज्ञांस्तान् पुरा प्रिय । यज्ञेन ऋध्यतामेष कामदः कल्पवृक्षवत् ॥ १० ॥**

(અર્થ) હે પ્રિયરાજન !!! સૃષ્ટિના આરંભમાં મેં કર્મમાં ગુંથાયેલી એવી ચાર આદિ વર્ણના અનંત જીવો નિર્માણકરીને અજ્ઞા આપીછેકે–હે મનુષ્યો તમે કર્મ વડેજ યજન પુજન કરો કારણ આ કર્મરૂપ યજ્ઞજ કલ્પવૃક્ષસમાન ફળદાતાજ છે. તેનો ક્રમ એવા પ્રકારેછેકે.

**सुरांश्चानेन प्रीणध्वं सुरास्ते प्रीणयंतु वः । लभध्वं परमं स्थानमन्योन्यप्रीणनात्स्थिरम् ॥ ११ ॥**

( અર્થ ) આ કર્મ (બ્રહ્માર્પણકરેલાકર્મ) રૂપી યજ્ઞવડે તયે દેવતાઓને તૃપ્તકરો. એટલે તે દેવતાઓ પણ તમને વૃષ્ટિ આદિથી પ્રસન્ન રાખશેજ. એમ પરસ્પર કરતાં તમે અને દેવતાઓ સ્થિર અને શ્રેષ્ઠ સ્થાનને પામશો.

**तुष्टा देवाः प्रदास्यंति भोगानिष्टान्सुतर्पिताः । तैर्दत्तांस्तान्नरस्तेभ्योऽदत्त्वा भुंक्ते स तस्करः ॥ १२ ॥**

( અર્થ ) એમ યોગ્યરીતે બ્રહ્માર્પણ કર્મના યજ્ઞથી તૃપ્ત કરેલા દેવતાઓ તમને મનેપ્સિત ભોગો આપશે દેવોની કૃપારૂપ પ્રાપ્તથયેલા વૈભવો યાને તમામ ભોગો અને ભોગપદાર્થો તેમને અર્પણકીધા વિના પોતાને માટે માનીને અને પોતેજ ભોકતા માનીને જે ભોગવે છે. તે ચોર ગણાય છે.

**हुतावशिष्टभोक्तारो मुक्ताः स्युः सर्वपातकैः । अद्न्त्येनो महापापा आत्महेतोः पचन्ति ये ॥ १३ ॥**

(અર્થ) ઉપર પ્રમાણે બ્રહ્માર્પણ કર્મરૂપ (પંચમહાયજ્ઞ) યજ્ઞોથી દેવાર્પણ થયાપછી અવશેષ રહેલું અન્ન જે પુરૂષ અશન કરેછે. તે પુરૂષ સર્વ પ્રકારના પાપોથી અવસ્ય મુકત થાયછે. જે માણુસ પોતાના નિમિત્યથી પોતાના માટે સાભિમાન પૂર્વક દેવને અર્પણ કર્યાવિના તે ભોગો યા ભુકત પદાર્થો ભોગવે છે તે મહાપાપી પુરૂષ પોતાના પાપનેજ ખાયછે યા ભોગવેછે.

**ऊर्जो भवन्ति भूतानि देवादन्नस्य संभवः । यज्ञाच्च देवसंभूतिस्तदुत्पत्तिश्च वेधतः ॥ १४ ॥**

(અર્થ) પ્રાણીમાત્રની ઊત્પત્તિ અન્નથીજ છે અન્નની ઊત્પત્તિ દેવોથી છે. અને દેવની ઊત્પત્તિ યજ્ઞથી છે. તેમજ યજ્ઞની ઊત્પત્તિ (બ્રહ્માર્પણ) કર્મથીજ છે

**ब्रह्मणो वेधमुत्पन्नं मत्तो ब्रह्मसमुद्भ-**

**वः । अतो यज्ञे च विश्वस्मिन् स्थितं मां विद्धि भूमिप ॥ १५ ॥**

( અર્થ ) હે પૃથ્વીપતિ !!! બ્રહ્માથી (વેદ) કર્મની ઉત્પત્તિ છે અને અંતે બ્રહ્માની ઉત્પત્તિ મારાથી છે. તેટલાજ માટે સર્વ એટલે કર્મ, યજ્ઞ, દેવ, અન્ન અને પ્રાણીમાત્રની ઉત્પત્તિ મારાથી જાણવી. અને તે સર્વને વિષે મનેજ અંતરયામી રહેલો જાણવો.

**संसृतीनां महाचक्रं क्रामितव्यं विचक्षणैः । स मुदा प्रीणते भूपेन्द्रियक्रीडोऽधमो जनः ॥ १६ ॥**

( અર્થ ) એટલાજમાટે મહાન્ ચતુર પુરૂષોએ આ સંસૃતિ એટલે જન્મમરણ રૂપ સંસાર માં આવાગમન રૂપ મહાચક્રનું ઉલ્લંઘન કરી તરવું જોઇએ. એમ નકરતાં કેવળ ઇન્દ્રિયોના સમુદાયને વશ રહી તેમા રમણકરનાર અધમપ્રાણી ફોકટનો ભારવાહી જીવેછે. એમ જાણવું.

**अंतरात्मनि यः प्रीत आत्मारामोऽ-**

**खिलप्रियः। आत्मतृप्तो नरो यः स्यात्तस्यार्थो नैव विद्यते ॥ १७ ॥**

(અર્થ) ઉપરપ્રમાણે કર્ત્તા ભોક્તાના અભિમાન વાળી જીવબુદ્ધિનો ત્યાગકરી. પોતાના સ્વસ્વરૂપ અંતરાત્માને વિષે જેની સંપૂર્ણ પ્રીતિછે. તેજ ब्रह्मवेद ब्रह्मैव આ શ્રુતિના અર્થપ્રમાણે સકળ વિશ્વનેવિષે વિશ્વ રૂપ નજોતાં કેવળ આત્મા રામ સ્વરૂપે સ્વસ્વરૂપજ દેખેછે તેમજ. તે પુરૂષ આત્મ તૃપ્તિનું અખંડ સુખ ભોગવેછે. તેનેતો આત્માથી બીજું કંઇ સમજાતુંજ નથી.

**कार्याकार्यकृतीनां स नैवाप्नोति शुभाशुभे । किंचिदस्य न साध्यं स्यात् सर्वजंतुषु सर्वदा ॥ १८ ॥**

(અર્થ) ઉપરપ્રમાણે જાગૃત થયેલો પુરૂષ કાર્ય અકાર્યના શુભકે અશુભ. ફળને પામતોજ નથી. ત્યારે તેના પુરૂષને તમામ પ્રાણીમાત્રને વિષેસાધ્ય કરવાનુ પણ કાંઇ બાકી રહેતું નથી. મતલબકે સર્વ સાધ્યજછે.

**अतोऽसक्ततया भूप कर्त्तव्यं कर्म जंतुभिः । सक्तो गतिमवाप्नोति**

मामवाप्नोति तादृशः ॥ १९ ॥

(અર્થ) હે રાજંન !!! એટલાજ માટે ફલાઇચ્છાની આસકતી રહીત થઇને દરેક માણુસે કર્મ કરવું. અર્થત્ કર્મકરીને બ્રહ્માર્પણુકરવું શ્રેષ્ટછે. આસકિત વાળા ફળભોગ રૂપ કર્મોથી જન્મમર્ણની ગતી પ્રાપ્તથાયછે. અને આસકિતહીન પુરૂષો મનેજ પામેછે.

परमां सिद्धिमापन्नाः पुरा राजर्षयो द्विजाः । संग्रहाय हि लोकानां तादृशां कर्म चारभेत् ॥ २० ॥

(અર્થ) હે નૃપતિ પૂર્વે થયેલા રાજા ઋષિઓ અને બ્રાહ્મણો ઉપરપ્રમાણે બ્રહ્માર્પણુ કર્મ કરીને પરમ સિદ્ધિને પામ્યાછે. માટે જગતમાત્રના કલ્યાણુને માટે ઉપરપ્રમાણે કર્મ કરવું અને તે બ્રહ્માર્પણુકરવું જોઇએ.

श्रेयान् यत्कुसते कर्म तत्करोत्यखिलो जनः । मनुते यत्प्रमाणं स तदेवानुसरत्यसौ ॥ २१ ॥

(અર્થ) હે રાજંન !!! કલ્યાણુ સ્વરૂપ મહત્ પુરૂષો જેવીરીતે કર્મકરેછે તેની મર્યાદાએ અખીલ

અખીલ જગતના લોકો પણ કર્મ કરેછે. વળી શ્રેષ્ટજનો જેને પ્રમાણપૂર્વક માનેછે તેને અખીલ જગત અનુંસરેછે.

**विष्टपे मे न साध्योऽस्ति कश्चिदर्थो नराधिप । अनालब्धश्च लब्धव्यः कुर्वे कर्म तथाप्यहम् ॥ २२ ॥**

(અર્થ) હે નરાધિપ !!! આ ત્રૈલોકયને વિષે મારે કંઇપણ સાધ્ય કરવાનું નથી. તેમ મને કશુંપણ અપ્રાપ્ત નથી. અર્થાત્ બધુંજ મને પ્રાપ્ત પણછે। છતાંપણ હું કર્મ કરૂં છું.

**न कुर्वेऽहं यदा कर्म स्वतंत्रोऽलसभावितः । करिष्यन्ति मम ध्यानं सर्वे वर्णा महामते ॥ २३ ॥**

(અર્થ) હે મહાબુદ્ધિમાન રાજા !!! હું કેવલ સ્વતંત્ર છતાં આળસ ભાવરાખી જો કર્મ કરૂં નહિ તો સર્વ વર્ણમાત્ર હું જેમ કરીશ, તેમજ મારૂં જોઇને કરેશે. અર્થાત્ સર્વ વર્ણો મનેજ અનુસરશે.

**भविष्यन्ति ततो लोका उच्छिन्नाः सांप्रदायिनः। हंता स्यामस्य लोकस्य विधाता संकरस्य च ॥ २४ ॥**

( અર્થ ) ઉપર પ્રમાણે જે થાયતો આતમારામ લોકો કર્મથી ભ્રષ્ટથઇને સાંપ્રદાય એટલે પ્રણાલિકાનો ઉચ્છેદ કર્ત્તા થશે તેથી આતમારામ લોકોમાત્રનો નાશકર્ત્તા અને વર્ણસંકર પ્રજાનો ઉત્પન્ન કર્ત્તાપણુ હુંજ કહેવાઇશ.

**कामिनो हि सदा कामैरज्ञानात्कर्मकारिणः। लोकानां संग्रहायैतद्विद्वान्कुर्यादसक्तधीः ॥ २५ ॥**

( અર્થ ) એટલે એમ સમજવું કે. જ્ઞાની કે અજ્ઞાની બન્નેજનોએ કર્મ કરવુંજ જોઇએ. તેથી ઉભયની સમાનતા થઇ એમ જાણવાનું નથી. પરંતુ તેને ભેદ અને વિચાર એવોકે ઇચ્છાથી કર્મ કરવાવાળા સકામી પુરૂષો ઇચ્છાપૂર્વક અજ્ઞાનતાથીજ કર્મ કરેછે. અને જ્ઞાનીજનો ઇચ્છારહિત થઇને વા તત્ સત્ બ્રહ્માર્પણ બુદ્ધિથી આસક્તિથી રહિતજ હોયછે.

**विभिन्नत्वमतिं जह्यादज्ञानां कर्मचारिणाम् । योगयुक्तः सर्वकर्माण्यर्पयेन्मयि कर्मकृत् ॥ २६ ॥**

(અર્થ) ઇચ્છાપૂર્વક સકામ કર્મ કરવાવાળા. એવા અજ્ઞાની મનુષ્યોના ભેદવાળી બુદિધનો વિલય કરતાં યોગયુકત થઇ સર્વકર્મ કરતો છતાં જ્ઞાનીપુરૂષ તે સર્વકર્મ મનેજ અર્પણ કરેછે.

**अविद्यागुणसान्निध्यात्कुर्वन्कर्माण्यतंद्रितः । अहंकारान्मंदबुद्धिरहं कर्तेति योऽब्रवीत् ॥ २७ ॥**

(અર્થ) હે રાજન !!! અવિદ્યા એટલે જીવ પ્રકૃતિ અને તેના ગુણો સત્વજર અને તમના સાનિધ્ય પણાથીઆળસ રહિત થઇને કરતો છતાં અહંકાર યુકતકર્તૃત્વના સાભિમાન પૂર્વક જે માણસ કર્મ કરેછે. તેથાતે કર્મો ઇશ્વરાર્પણથતાંનથી. જેથી કર્ત્તાપણાના, સાભિમાનરૂપ હું કર્ત્તાછું એમ પોતેમાનેછે તે મંદબુદ્ધિવાળો છે. એમ જાણવું.

**यस्तु वेत्त्यात्मनस्तत्त्वं विभागाद्गुण-**

**कर्मणोः । कारणं विषये वृत्तमिति मत्या न सज्जते ॥ २८ ॥**

( અર્થ ) હે રાજન !!! ઉપર બતાવેલા ત્રણગુણો પણ હુંજ. અને તેનાથી ઊત્પન્ન થતાં કર્મો તે પણ હુંજ—એવા વિભાગના વિચારને ધારણકરી તે સર્વને જે પુરૂષ આત્મતત્વ સ્વરૂપ જાણે. એટલે તે સ્વસ્વરૂપ સ્થિતિનો અનુભવકરે. એમ જે પુરૂષ પોતાની બુદ્ધિના વિષયમાં કર્ત્તા કાર્ય અનેકૃતિ એ સર્વને કારણ સ્વરૂપથી મેળવીલે છે. તે કદાપીપણ આસંસાર બંધનમાં આવતો નથી.

**कुर्वन्ति सफलं कर्म गुणैस्त्रिभिर्विमोहिताः । अविश्वस्तः स्वात्मद्रुहो विश्वविन्नैव लंघयेत् ॥ २९ ॥**

( અર્થ ) જન્મ મર્ણાત્મક આવિશ્વ-સંસાર વ્યવહૃતિ તે કેવળ દ્વૈત સ્વરૂપ હોવાથી ભય અને દુઃખરૂપ છે. એમ જે કોઇ જાણતા નથી. એવા અજ્ઞાની પુરૂષો ત્રણગુણ થી મોહને પામી ઇચ્છાયુકત ફલની અપેક્ષાએ કર્મ કરેછે. તેથીતે આત્મદ્રોહીજ થાયછે. પણ જે

પુરૂષો વિશ્વમય સચરાચર વ્યાપક મારા સ્વરૂપને જાણેછે તેવા પુરૂષો તોકર્મનું ઉલ્લંઘન કદાપિ પણ કરતા નથી.

**नित्यं नैमित्तिकं तस्मान्मयि कर्मार्पयेद्बुधः । त्यक्त्वाहं ममताबुद्धिं परं गतिमवाप्नुयात् ॥ ३० ॥**

(અર્થ) એટલાજ માટે જ્ઞાની પુરૂષોએ અહંકાર અને મમતાવાલી બુદ્દિધનો સર્વથા ત્યાગકરી ("હું કર્ત્તાછું" એવા વિચારો હૃદયમાંથી વિસારી) યાવત્ નિત્ય નૈમિત્તિક કર્મો મનેજ અર્પણકરે છે. તોતે માણસ પરમગતીને પામે છે.

**अनीर्ष्यन्तो भक्तिमंतो ये मयोक्तमिदं शुभम् । अनुतिष्ठन्ति ये सर्वे मुक्तास्तेऽखिलकर्मभिः ॥ ३१ ॥**

(અર્થ) સર્વત્ર વ્યાપક મારા સ્વરૂપને જાણવા વાળા કોઇના ઉપર પણદ્વેષ રાખતાનથી. એના ભકિત ના પ્રેમરસનું પાનકરવાવાળા મનુષ્યો કલ્યાણકર્ત્તારૂપ મારાં વાક્યો ઉપર સદાએ વિશ્વાસની દૃષ્ટિએ જોઇ

આશ્રય મુક્તરહેછે. તે તમામ કર્મોથી આપોઆપ મુક્ત થાયછે.

**ये चैव नानुतिष्ठन्ति अशुभाहतचेतसः । ईर्ष्यमाणान्महामूढान्नष्टांस्तान्विद्धि मे रिपून् ॥ ३२ ॥**

(અર્થ) વિધિપ્રમાણે કર્મોને બ્રહ્માર્પણ ન કરનારા અશુભ કર્મ કર્ત્તા પુરૂષો તે અશુભ કર્મોથી બુદ્દિધનો નાશ ઇચ્છેછે એવા હણાયેલી બુદ્દિધના યોગથી અન્ય મનુષ્યોમાં દ્વેષ બુદ્દિધથી જુએછે. અને મારો આશ્રય લેતાનથી. એવા મહા મૂઢ બુદ્દિધવાળા નષ્ટ મનુષ્યોને મારા શત્રુરૂપ જાણવા. એટલે સ્વસ્વરૂપની હાની કરનારાછે એમ જાણવું.

**तुल्यं प्रकृत्या कुरुते कर्म यज्ज्ञानवानपि । अनुयाति च तामेवाग्रहस्तत्र निरर्थकः ॥ ३३ ॥**

(અર્થ) હે રાજન !!! કેમકે જ્ઞાનવાન માણસ પણ પોતાની પ્રકૃતિ માફક કર્મ કરેછે. અને તેનેજ સવ રહેછે માટે તેનેવિષે જે આગ્રહ કરવો તે મિથ્યાજછે

**कामश्चैव तथा क्रोधः स्वानामर्थेषु जायते। नैतयोर्वश्यतां यायादस्य विध्वंसको यतः॥ ३४॥**

(અર્થ) હે રાજન!!! કારણ કે ઇન્દ્રિયોના વિષયને વિષેજ કામ અને ક્રોધ ઊત્પન્ન થાયછે. માટે તેને વશ થવુંનહિં કેમકે તે સર્વે જ્ઞાનનો નાશ કરવાવાળા છે.

**शस्तोऽगुणो निजो धर्मः संगादन्यस्य धर्मतः। निजे तस्मिन्मृतिः श्रेयः परत्र भयदः परः॥ ३५॥**

(અર્થ) હે રાજન!!! એટલાજ માટે શરીર ઇન્દ્રિયાદિ ગુણધર્મ કે જે અન્યધર્મ બળવાને દેખાયછે એમ કહેવાય છતાં તેના સંગનો સત્વર ત્યાગકરવો અને પોતે સ્વરૂપ આત્માનો (નીજ) ધર્મ પાલન કરતાં દેહાન્ત થાયતો તે કલ્યાણકારીજ છે. અને ઉપર બતાવેલો શરીર ઇન્દ્રિયાદિનો ગુણધર્મ કે જે પરધર્મ છે તે પરલોકમાં પણ ભય આપેછે.

**॥ वरेण्य उवाच ॥**

**पुमान्यःकुरुते पापं स हि केन नि-**

**युज्यते । अकांक्षन्नपि हेरंब प्रेरितः प्रबलादिव ॥ ३६ ॥**

( અર્થ ) ઉપરપ્રમાણે શ્રવણકરી શશંક થઇ વરેણ્ય રાજા પુછેછે હે રાજન !!! હે હેરંબ !!! પુરૂષો જે પાપ કરેછે. તે પાપને કોણ પ્રેરણા કરેછે ??? તથા પાપ કરવાની ઇચ્છાનથી છતાં પણ. બલાત્કારથી જાણે કોઇ પ્રેરણા કરતુંહોય તેમ પણ કોણકરેછે ???

॥ श्रीगजानन उवाच ॥

**कामक्रोधौ महापापौ गुणद्वयसमुद्भवौ । नयंतौ वश्यतां लोके विद्ध्येनौ द्वेषिणौ वरौ ॥ ३७ ॥**

( અર્થ ) શ્રીગજાનન મહારાજ કહેછેકે હે રાજન !!! રજો અને તમો એવા બે ગુણો વડે ઊત્પન્ન થયેલા અનુક્રમે કામ અને ક્રોધ એજ મહાપાપી છે અને તે બન્નેથી આ જગત લય પાંમેલુંછે. તેથી તેઓને તમે પોતાના શત્રુ છે એમ જાણો.

**आवृणोति यथा माया जगद्बाष्पजलं यथा । वर्षामेघो यथा भानुं**

**तद्वत्कामोऽखिलांश्च रुट् ॥ ३८ ॥**

(અર્થ) જેમ માયા (અવિદ્યા અજ્ઞાન) આખા જગતને આવરણું કરેછે. તથા જેમ વરાળ જળને આવરણકરેછે. તથા જેમ વર્ષા કાળનો મેઘ સૂર્યને આચ્છાદન કરેછે તેમ કામ અને ક્રોધ અખિલ પ્રાણીમાત્રને આવરણકરી ઢાંકેછે.

**प्रतिपत्तिमतो ज्ञानं छादितं सततं द्विषा । इच्छात्मकेन तरसा दुष्पूरेण च शुष्मिणा ॥ ३९ ॥**

(અર્થ) દુઃખવડે કરીનેપણ તૃપ્તિનહિ થઇશકે એવા અગ્નિજેવા અને ઇચ્છાત્મક થે શરીર તે જેનું એવા આ કામક્રોધ રૂપી દુશમન તેણે પોતાના વેગેકરીને મહા વિદ્વાનનું પણ જ્ઞાન આચ્છાદીત કરેલું છે.

**आश्रित्य बुद्धिमनसी इन्द्रियाणि स तिष्ठति । तैरेवाच्छादितप्रज्ञो ज्ञानिनं मोहयत्यसौ ॥ ४० ॥**

( અર્થ ) બુદ્ધિ અને મનનો આશ્રય લઇને તમામ ઇન્દ્રિઓ સ્થિત થયેલીછે જેથી વિચારવાન પુરૂષો આચ્છાદિત થાયછે અને જ્ઞાની જનો મોહ પામેછે.

**तस्मान्नियम्य तान्यादौ स मनांसि नरो जयेत् । ज्ञानविज्ञानयोः शान्तिकरं पापं मनोभवम् ॥ ४१ ॥**

( અર્થ ) તેટલાજ માટે તે મન અને બુદ્ધિ સહવર્તમાન ઇન્દ્રિઓને પ્રથમ નિયમમાં રાખી જ્ઞાન અને વિજ્ઞાનની શાન્તિ કરવા વાળા પાપને જીતેછે.

**यतस्तानि पराण्याहुस्तेभ्यश्च परमं मनः । ततोऽपि हि परा बुद्धिरात्मा बुद्धेः परो मतः ॥ ४२ ॥**

( અર્થ ) હે રાજન !!! કેમકે યાવત્ જગતના વિષયથી તે ઇન્દ્રિઓ પર એટલે શ્રેષ્ઠ કહેવાયછે ઇન્દ્રિઓથી મન પર છે. મનથી બુદ્ધિપર છે અને બુદ્ધિથીપર તેનો આત્માછે. કેજેને જીવાત્મા ચૈતન્ય કહેછે.

**बुद्धेवमात्मनात्मानं संस्तभ्यात्मानमात्मना । हत्वा शत्रुं कामरूपं परं पदमवाप्नुयात् ॥ ४३ ॥**

(અર્થ) હે રાજન !!! ઉપર વર્ણવેલાં જીવાત્મા તેજ પરમાત્મા બ્રહ્મછે (जीवो ब्रह्मैव) એમજાણી ઇન્દ્રિય મન અને બુદ્ધિને મુક્તિથી સ્તંભનકરી કઇ-પણ. ઇચ્છા સંકલ્પ ન કરતાં કામરૂપ શત્રુનો નાશકરો તો જીવ ચૈતન્યને મિથ્યા આડંબર રૂપ અવિદ્યાના આચ્છાદનથી મુક્ત કરતાં તેજ જીવાત્મા મહાન પર-બ્રહ્મ પરમાત્મ ચૈતન્યમાં સ્વસ્વરૂપા વસ્થાને પામેછે. એનેજ પરમપદ કહેવાય છે.

**ॐ तत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखंडे श्रीगजाननवरेण्यसंवादे गुर्जरभाषाटीकायां द्वितीयोऽध्यायः ॥ २ ॥**

॥ ॐ श्रीगणेशाय नमः ॥

## अध्याय ३ जो.

## श्रीगुरवे नमः ॥

॥ श्रीगणेश उवाच ॥

**पुरा सर्गादिसमये त्रैगुण्यं त्रितनूरहम् । निर्माय चैनमवदं विष्णवे योगमुत्तमम् ॥ १ ॥**

( અર્થ ) શ્રીગણેશજી કહેવા લાગ્યા કે. હે રાજન !!! પૂર્વે સૃષ્ટિના આદિ એટલે આરંભના સમયમા ત્રણ ગુણરૂપે ત્રણ શરીરોને ધારણ કરવા વાળો હું જ. જગતનું નિર્માણકરીને મેં પ્રથમજ આયોગ શ્રીવિષ્ણુને કહ્યોહતો. ત્રણ ગુણરૂપ ત્રણ શરીરમાં નિવાસ કરીરહેલો હું તે એક एकोहं बहुस्याम् ઇશ્વિર વાચકભાવછે. ગણેશસ્વરૂને એકાનેકથી રહિતહોવા પણાથી તે ઇશ્વરથી પરેછે. એટલે ઈશ્વરથી સૃષ્ટિનો આરંભછે. આથી સમજાશે કે. તુર્યાતીત તેજ તુર્યપાદ ઇશ્વર અને તેજતેની નીચેના સમપાદરૂપ વિષ્ણુને કહેતાહવા.

**अर्यम्णे सोऽब्रवीत्सोऽपि मनवे निज-
सूनवे । ततः परंपरायातं विदुरेनं
महर्षयः ॥ २ ॥**

(અર્થ) વિષ્ણુએ આયોગ સૂર્યને કહ્યો એટલે વિષ્ણુના સમપાદ ની નીચે સત્પાદરૂપ સૂર્યજ અધિકારી છે તેથીતેને કહ્યોછે. સૂર્યે પોતાનાપુત્ર મનુંને કહ્યો તેકે વળી મનસ્વરૂપ અસત પાદરૂપ છેત્યારપછી પરંપરાથી પ્રાપ્તથયેલો આ યોગ તેને મહાન્ રૂષિઓ જાણતાહવા.

**कालेन बहुना चायं नष्टः स्याच्चरमे
युगे । अश्रद्धेयो ह्यविश्वास्यो विगी-
तव्यश्च भूमिप ॥ ३ ॥**

(અર્થ) હે પૃથ્વીપતિ !!! એમ આ યોગ ઘણાકાળે છેલ્લા યુગમાં એટલે અનુક્રમે કલિયુગમાં નાશ પામેછે. અને તે એવીરીતે એવીરીતે કે. આઉત્તમ વિચારો ઉપર શ્રદ્ધા રહેવાની નથી. તેમ વિશ્વાસ પણરહેતોનથી એમ ગુપ્તજ થાયછે.

**एवं पुराभवं योगं श्रुतवानसि मन्मुखात् । गुह्याद्गुह्यतरं वेदरहस्यं परमं शुभम् ॥ ४ ॥**

(અર્થ) આ પ્રમાણેનો પુરાતન યોગ અત્યંત ગુહ્યમાં ગુહ્ય અને વેદરહસ્ય રૂપ, તેમજ પરમકલ્યાણરૂપ, આજે તમોએ મારા સ્વમુખથી શ્રવણ કર્યો.

**॥ वरेण्य उवाच ॥**

**सांप्रतं चावतीर्णोऽसि गर्भतस्त्वं गजानन । प्रोक्तवान्कथमेनं त्वं विष्णवे योगमुत्तमम् ॥ ५ ॥**

(અર્થ) વરેણ્ય નૃપતિ શ્રવણ કરી શંકાયુક્ત થઈ પુછે છે કે. હે મહારાજન!!! હમણાજ તમે પ્રાદુર્ભૂત(ઉત્પન્ન) થયા છો. ત્યારે તમોએ આ ગુહ્યયોગ વિષ્ણુને કેવીરીતે કહયો. અને તે કેમ સંભવે ?? આ અવતારાત્મક ભાવનાથી શંકા કરેલી છે.

**॥ श्रीगजानन उवाच ॥**

**अनेकानि च ते जन्मान्यतीतानि**

**ममापि च। संस्मरे तानि सर्वाणि न स्मृतिस्तव वर्तते ॥ ६ ॥**

(અર્થ) શ્રી ગજાનન બોલ્યા હે રાજન !!! તમારા અને મારા આવા અનેક અવતારો થઇગયાછે. પણ તે સર્વ સ્મર્ણ પૂર્વક મને યાદછે. પણ તમારી સ્મૃતિ તેમાં ન પહોચવાથી તમને તે સર્વવાત યાદનથી.

**मत्त एव महाबाहो जाता विष्णवादयः सुराः। मय्येव च लयं यांति प्रलयेषु युगेयुगे ॥ ७ ॥**

(અર્થ) હે રાજન !!! મારાથીજ વિષ્ણુને આદિલઇને અનેક દેવતાઓ ઊત્પન્ન થાયછે. અને યુગયુગાંતરમાંનાપ્રલયને વિષે તે સર્વ કંઇ મારાજ વિષે પુનઃ લયને પામેછે.

**अहमेव परो ब्रह्मा महारुद्रोऽहमेव च। अहमेव जगत्सर्वं स्थावरं जंगमं च यत ॥ ८ ॥**

(અર્થ) હે રાજન !!! શ્રેષ્ટ સ્વરૂપ બ્રહ્મા પણ

હું જછું. તેમ મહારૂદ્ર સ્વરૂપ પણ હું જછું. તેમજ આ સ્થાવર જંગમ રૂપ જણાતું જગત તેપણ હું જછુ. આ સર્વ અન્વયની મર્યાદા જાણવી.

**अजोऽव्ययोऽहं भूतात्मानादिरीश्वर एव च । आस्थाय त्रिगुणां मायां भवामि बहुयोनिषु ॥ ९ ॥**

( અર્થ ) વળી અજન્મા પણહું જછું. અવિનાશી પણ હું જછું. તેમ સર્વભૂતપ્રાણી માત્રનો આદિ ઇશ્વર પણ હુંછું. એવોહું મારી ત્રિગુણાત્મક માયાના આશ્રયથીજ બહુપદવાચક બહુ યોનીમાં ઊત્પન્ન થતો જણાઊછું. આમાં વ્યતિરેક સ્વરૂપના ભાવમાં અન્વય દર્શનની અભેદતાજ છે.

**अधर्मोपचयो धर्मापचयो हि यदा भवेत् । साधून्संरक्षितुं दुष्टांस्ताडितुं संभवाम्यहम् ॥ १० ॥**

( અર્થ ) હે રાજન !!! જયારે જયારે અધર્મની વૃદ્ધિ થાયછે. અને વર્ણાશ્રમ ધર્મની મર્યાદાનો વિલ

થાયછે. આત્માના જ્ઞાનના વિચારો કોઇ કરેનહીં અને શરીર સબંધીના વિચારોનો બહોળો ફેલાવો થાય. ત્યારે આત્મજ્ઞાનનાં વિચારવાન સંત યોગીપુરૂષોને મહાદુઃખથાય. નિંદાકરે તેમને કનડગતકરે અનેતેમને ઢોંગીમાને. ત્યારે તેઓનું રક્ષણુ કરવાની જરૂરપડે. અને દેહબુદ્ધિના દેહ વિચારવાન પામર અને ચાર્વાકાદિક વાદીઓનો સંહાર કરવાને મારી અદ્ભુત શકિત પૂર્વક એક મહાન્ વ્યકિત રૂપે મારેજ અવતાર લેવો પડેછે. દેહાદયાસની વૃદ્ધિનો સમય દૃષ્ટિસિદ્ધજ છે.

**उच्छिद्याधर्मनिचयं धर्मं संस्थापयामि च । हन्मि दुष्टांश्च दैत्यांश्च नानालीलाकरो मुदा ॥ ११ ॥**

( અર્થ ) એમ દેહાધ્યાસ અહંમમ વૃત્તિવાળા અધર્મનો સમુળો નાશ કરીનેજ હુંજપુનઃ સ્વધર્મ એટલે આત્માનાજ્ઞાન સબંધીના ધર્મનું સ્થાપન કરૂં છુ. ઉપરપ્રમાણેની નાના પ્રકારની લીલા ધારણુ કરીને દુષ્ટ અધર્માચાર પ્રવર્તક અધર્મીઓનો અને તમોગુણી દૈત્યોનો સંહાર પણુ કરૂં છું.

**वर्णाश्रमान्मुनीन्साधून्पालये बहुरूपधृक्। एवं यो वेत्ति संभूतिर्मम दिव्या युगेयुगे ॥ १२ ॥**

( अर्थ ) એક અનેક સ્વરૂપ ધારણકરીને વર્ણનું, આશ્રમધર્મનું, તાપસી મુનિજનોનું અને તત્વજ્ઞાની સાધુ જનોનું સદાએ પાલન ( રક્ષણ ) કરૂંછું. એપ્રમાણે યુગ યુગમાં મારી દિવ્ય એવી વિભૂતિ રૂપ ઊત્પત્તિ ને જે પુરૂષો જાણેછે.

**तत्तत्कर्म च वीर्यं च मम रूपं समासतः। त्यक्त्वाहं ममताबुद्धिं न पुनर्भूः स जायते ॥ १३ ॥**

( અર્થ ) તે તે જન્મનાં કરેલાં કર્મો અને બલ અને ત્યાંત્યાંનું મારૂ જે સ્વરૂપ. તેને જાણીને અને અહં મમત્વ બુદ્ધિનો પરીત્યાગ કરીને તે પુરૂષપુનઃ આ સંસારમાં જન્મમર્ણની પીડા પામતો નથી.

**निरीहा निर्भयारोषा मत्परा मद्य-**

**पाश्रयाः । विज्ञानतपसा शुद्धा अनेके मामुपागताः ॥ १४ ॥**

( અર્થ ) કારણ કે અહં ઊત્થાન રહિત નિરિચ્છાવાન, નિર્ભય અને દ્વેષવિનાનો તેમ મારા વિષે સદા તત્પર રહેનારો તેમજ મારા આશ્રયવાલો તથા. જ્ઞાન અને તપથી અત્યંત શુદ્ધ રહેનારા એવા અનેક પુરૂષો મનેજ પ્રાપ્ત થાયછે.

**येन येन हि भावेन संसेवंते नरोत्तमाः । तथा तथा फलं तेभ्यः प्रयच्छाम्यव्ययः स्फुटम् ॥ १५ ॥**

( અર્થ ) હે રાજન !!! જેવા જેવા ભાવવડે મનુષ્ય મારી સેવા કરેછે. તેવાં તેવાં ફળ, અવિનાશી એવો હું તેઓને આપું છું એ નિશ્ચય છે. આ વાત સકામ કર્મકરનારા ફલેચ્છાવાન પુરૂષને માટે કહીછે.

**जनाः स्युरितरे राजन्मम मार्गानुयायिनः । तथैव व्यवहारं ते स्वेषु चान्येषु कुर्वते ॥ १६ ॥**

( અર્થ ) હે રાજન !!! ( હવે કર્મકરી બ્રહ્માર્પણ કરવાવાળાને માટે કહેવાયછે ) હવે નિષ્કામ બુદ્ધિથી કર્મ કરવાવાળા અને મારા માર્ગમાં પ્રવર્ત્ત થનારા પુરૂષો પોતાને વિષે અને અન્ય સર્વ પ્રાણીમાત્રને વિષે કેવળ સમાનતાથીજ વ્યવહાર કરેછે.

**कुर्वंति देवता प्रीतिं कांक्षंतः कर्मणां फलम् । प्राप्नुवंतीह ते लोके शीघ्रं सिद्धिं हि कर्मजाम् ॥ १७ ॥**

( અર્થ ) કર્મ ફળની ઇચ્છાવાળા સકામી પુરૂષો પોતાની ઇચ્છાએ દેવતા ઓની પ્રીતિ સંપાદન કરતાં ફળ ઇચ્છેછે. તો તેવા પુરૂષો પોતાના કર્મ પ્રમાણે કર્મ ફલની સિદ્ધિ ઉત્પન્ન કરેછે.

**चत्वारो हि मया वर्णा रजःसत्त्वतमोंऽशतः । कर्मांशतश्च संसृष्टा मृत्युलोके मयानघ ॥ १८**

( અર્થ ) હે પાપ રહિત રાજન !!! આ મૃત્યુલોક-નેવિષે મેં કર્મોના અનુસરેજ સત્વગુણ, રજોગુણ અને

તમોગુણ, ના અંશ વડે ચાર વર્ણને ઉત્પન્ન કરેલીછે.

**कर्तारमपि मां तेषामकर्तारं विदु-र्बुधाः । अनादिमीश्वरं नित्यमलिप्तं कर्मजैर्गुणैः ॥ १९ ॥**

(અર્થ) આમછતાં એટલે સર્વ વર્ણોનો ઉત્પન્ન કરનાર હું છતાં મહાસમર્થ જ્ઞાનીજનો મને સદાએ અકર્ત્તાજ માનેછે, એટલુજ નહી પણ. મને અનાદિ ઇશ્વર એટલે ઇશ્વરનો પણ પરમેશ્વર, નિત્ય, અને અલિપ્તજ માનેછે.

**निरीहं योऽभिजानाति कर्म बध्नाति नैव तम् । चक्रुः कर्माणि बुद्ध्वैवं पूर्वपूर्व मुमुक्षवः ॥ २० ॥**

(અર્થ) હે રાજન !!! એવીરીતે જે પુરૂષો મને નિરીહ એટલે અહં ઉત્થાનથી રહિત માનેછે. તેને કર્મ બાધકરી શકતાં નથી. આવીરીતે પૂર્વપૂર્વ થયેલા. મુમુક્ષુ ભકત જનોએ જાણીનેજ કર્મો કર્યાછે પણતેથી બાધ પામ્યાનથી.

**वासनासहितादाद्यात्संसारकारणा-**
**द्दृढात् । अज्ञानबंधनाज्जंतुर्बुद्ध्वायं**
**मुच्यतेऽखिलात् ॥ २१ ॥**

(અર્થ) હે રાજન !!! વાસનાથી યુક્ત એવું જે આ સંસારનું આદિ અને દૃઢ કારણ ભૂત જે અજ્ઞાન રૂપ બંધન-તેને પ્રાપ્તથયેલા પુરૂષો મનેજ જાણવા વડે અને મોહાસ્વરૂપના યથાર્થ વિચારથી અવષ્યમેવ મુક્ત થાયછે.

**तदकर्म च कर्मापि कथयाम्यधुना**
**तव । यत्र मौनं गता मोहादृषयो**
**बुद्धिशालिनः ॥ २२ ॥**

(અર્થ) હે રાજન !!! મારાથી કાર્યભૂત થયેલું કર્મ, અને અકર્મ શું?? તે હમણાંજ તમને સમજાવું છું કે જે જાણવાવડે મોટા ઋષિઓ અને બુદ્ધિશાળી જ્ઞાની પુરૂષો તેવા અજ્ઞાન ના મોહથી. મૌતજ રહ્યા અર્થાત મુક્ત રહ્યા.

**तत्त्वं मुमुक्षुणा ज्ञेयं कर्माकर्मविक-**

र्मणाम् । त्रिविधानीह कर्माणि सु-
निम्नैषां गतिः प्रिय ॥ २३ ॥

(અર્થ) कर्म, अकर्म અને विकर्म, એવા ત્રણુપ્રકા-
રનાં આસંસારમાં કર્મછે. માટે મુમુક્ષુ પુરૂષોએ તે
ત્રણેપ્રકારના કર્મોના તત્વના જ્ઞાનને જાણવું જોઇએ
કેમકે તે ગતી જાણવી અતિ મુશકેલછે છતાં તમો મરા
પરમ ભક્ત અને મનેપ્રિયછો તેથી તમને હમણાં
કહું છું.

क्रियायामक्रियाज्ञानमक्रियायां
क्रियामतिः । यस्य स्यात्स हि म-
र्त्येऽस्मिल्लोके मुक्तोऽखिलार्थकृत
॥ २४ ॥

(અર્થ) હે રાજન !!! ક્રિયાને વિષે અક્રિયાજ્ઞાન—
અને અક્રિયાનેવિષે ક્રિયાજ્ઞાન—જે પુરૂષને સમજાયછે.
તે પુરૂષ આ લોકનેવિષે તમામકર્મ કરતો છતો પણ
અખીલ કર્મથી મુકતછે એમજાણો

कामांकुरवियोगेन यः कर्माण्यार-

भेत्तरः। तत्त्वदर्शननिर्दग्धक्रियमाहु-
र्बुधा बुधम् ॥ २५ ॥

(અર્થ) વાંસના ભરેલા અર્થાત્ ઇચ્છા ભરેલા કર્મફલનો ત્યાગકરી જે પુરૂષકર્મનો આરંભ કરેછે એવા મહત્ત્વબુદ્ધિમાન પુરૂષને તત્ત્વદર્શનથી દગ્ધ થયેલીછે. ક્રિયાતે જેની એવા તત્ત્વજ્ઞાની પુરૂષો જ્ઞાનીજ માનેછે.

फलतृष्णां विहाय स्यात्सदा तृप्तो
विसाधनः। उद्युक्तोऽपि क्रियां कर्तुं
किंचिन्नैव करोति सः ॥ २६ ॥

(અર્થ) કર્મફળ તૃષ્ણાનો ત્યાગકરીને તેમજ અન્ય સાધનથી રહિતછતાં પોતાની તૃપ્તિમાનનારો સંતોષી પુરૂષ કદાપિ કર્મફળને પ્રાપ્ત કરવાને ઊદ્યોગી થતોજનથી. અર્થાત્ કર્મઊદ્યોગ કરતો હતો પણ, તે ફળની અપેક્ષાથી રહિત હોવાપણાવડે પોતાને કંઇપણ કરતો માનતો નથી.

निराशो निगृहीतात्मा परित्यक्तप-

रिग्रहः । केवलं वै गृहं कर्माचरन्नाप्नोति पातकम् ॥ २७ ॥

( અર્થ ) જે પુરૂષે ઇચ્છા વિનાના મનવડે કબજામાં રાખેલીછે ઇન્દ્રિયોં સહિત દેહ તે જેણે અને પરિગ્રહ એટલે ધર્મ, અર્થ, કામરૂપ માત્રનો ત્યાગકરી કેવળ દેહસ્વભાવરૂપ કર્મ કર્યુંછે એવા પુરૂષોને તે કર્મો કરવાનું પાપ કદાપી પણ લાગતું નથી.

अद्वंद्वोऽमत्सरो भूत्वा सिद्धयसिद्धयोः समश्च यः । यथाप्राप्त्येह संतुष्टः कुर्वन्कर्म न बध्यते ॥ २८ ॥

( અર્થ ) કારણ આ લોકમાં સુખદુઃખાદિ દ્વંદરહિત, મચ્છરરહિત, સિદ્ધિ અસિદ્ધિમાં સમાનતા માનવાવાળા તથા યથા પ્રાપ્તિમાં સંતોષ માનવાવાળા પુરૂષો જે કર્મો કરેછે. તે કર્મ મલરહિત થવાવડે તેપુરૂષને બંધન કરી શકતાં નથી.

अखिलैर्विषयैर्मुक्तो ज्ञानविज्ञानवा-

**नपि। यज्ञार्थं तस्य सकलं कृतं कर्म विलीयते ॥ २९ ॥**

( અર્થ ) સમગ્ર એવી ઇન્દ્રિયોના વિષયોથી મુક્ત થયલા તથા જ્ઞાનઅને વિજ્ઞાન એટલે અનુભવ યુક્ત જ્ઞાનવાન થયેલા એવા પુરૂષનાં કર્મો ( બ્રહ્મરૂપી ) યજ્ઞ માં લયજ પામેછે.

**अहमग्निर्हविर्होता हुतं यन्मयि चार्पितम् । ब्रह्मासव्यं च ते नाथ ब्रह्मण्येव यतो रतः ॥ ३० ॥**

(અર્થ) હે રાજન !!! કેમકે તેવાપુરૂષનો યજ્ઞ એવાપ્રકારે સમજવો કે અગ્નિતેપણ હું-હુતદ્રવ્યતેપણ હુંજ, હોતાતેપણ હુંજ, અને હોમેલુંતેપણ હુંજ એમ સર્વ મારેવિષે હોવાથી. તે મનેજ એટલે બ્રહ્મસ્વરૂપને પ્રાપ્તછે. કેમકે તે મારાવિષે પ્રેમભક્તિથી ભરેલો હોવાથી. તેવાનાં તમામકર્મો બ્રહ્મરૂપ યજ્ઞમાંજ સમાયછે અથવાતો કર્મ સમાધિથી બ્રહ્મનેજ પ્રાપ્ત થાયછે.

**योगिनः केचिदपरे दिष्टं यज्ञं वदंति च । ब्रह्माग्निरेव यज्ञो वै इति केचन मेनिरे ॥ ३१ ॥**

( અર્થ ) હે રાજન !!! અહિંયાં કોઇબીજા યોગી પુરૂષો દિષ્ટ એટલે પ્રારબ્ધરૂપ યજ્ઞ પણ કહેછે અને કેટલાક બ્રહ્માગ્નિરૂપ યજ્ઞપણ કહેછે.

**संयमाग्नौ परे भूप इंद्रियाण्युपजुह्वति । खाग्निष्वन्ये तद्विषयाञ्शब्दादीनुपजुह्वति ॥ ३२ ॥**

( અર્થ ) હે ભૂપતિ !!! અન્ય યોગીજનો સંયમરૂપી અગ્નિમાં ઇન્દ્રિયોનો હોમ કરેછે વળી કેટલાએક યોગીજનો ઇન્દ્રિયાદિક અગ્નિને વિષે શબ્દાદિ વિશયોને હોમેછે.

**प्राणानामिंद्रियाणां च परे कर्माणि कृत्स्नशः।निजात्मरतिरूपेऽग्नौ ज्ञानदीते प्रजुह्वति ॥ ३३ ॥**

( અર્થ ) વળી કેટલાએક યોગીજનો જ્ઞાનવડે નિજાત્મ પ્રેમરૂપ એટલે આત્મ સંયમરૂપ યોગાગ્નિમાં પ્રાણ, ઇન્દ્રિઓ અનેતેનાં તમામ કર્મોનો પણ હોમ કરેછે.

**द्रव्येण तपसा वापि स्वाध्यायेनापि केचन । तीव्रव्रतेन यतिनो ज्ञानेनापि यजंति माम् ॥ ३४ ॥**

( અર્થ ) વળી કેટલાએક યોગી જનો દ્રવ્યવડે, તપવડે, સ્વાધ્યાયવડે તીવ્રવ્રતવડે મારૂયજન પુજન કરેછે. પણ જ્ઞાની પુરૂષોતો જ્ઞાનવડેજ મારૂં સદાએ ભજન પુજન કરેછે.

**प्राणेऽपानं तथा प्राणमपाने प्रक्षिपंति ये।रुद्ध्वा गतीश्चोभयोस्ते प्राणायामपरायणाः ॥ ३५ ॥**

( અર્થ ) અન્ય કોઇ યોગીજનો પ્રાણને વિષે અપાન—અને અપાનને વિષેપ્રાણ એમ અરસપરસ જોડેછે અને તે બેઉની ગતીનું રોધન કરીને પ્રાણાયામને વિષે તત્પર રહી પ્રાણને જીતેછે.

**जित्वा प्राणान्प्राणगतीरुपजुह्वति तेषु च । एवं नानायज्ञरता यज्ञध्वंसितपातकाः ॥ ३६ ॥**

( અર્થ ) વળી અન્ય યોગીજને નિયમાહારીમની ઇન્દ્રિઓનું રૂંધનનકરી પંચપ્રાણુમાં પ્રાણુનીજ આહુતી આપેછે. એમ જુદાજુદા પ્રકારના યજ્ઞની પ્રીતીવાળા યજ્ઞકરી યજ્ઞદ્વારા પાપને નાશ કરેછે.

**नित्यं ब्रह्म प्रयांत्येते यज्ञशिष्टामृताशिनः । अयज्ञकारिणो लोको नायमन्यः कुतो भवेत् ॥ ३७ ॥**

( અર્થ ) ઉપર પ્રમાણેના યજ્ઞો કરતાં અવશેષ જે અમૃત તેને પ્રાશન કરીને નિત્ય એવા બ્રહ્મનેજ પામેછે એવા યજ્ઞો નહીં કરવાવાળાને જ્યારે આલોકની પ્રાપ્તિ નથી તો અન્ય લોકનીતો શીજવાત !!!

**कायिकादित्रिधाभूतान्यज्ञान्वेदे प्रतिष्ठितान् ।ज्ञात्वा तानखिलान्भूप मोक्ष्यसेऽखिलबंधनात् ॥ ३८ ॥**

( અર્થ ) વેદને વિષે કાયીક, વાચીક, અને માનસિક એવા ત્રણ્પ્રકારનાયજ્ઞ વર્ણવેલાછે હે નરેન્દ્ર !!! એ ત્રણે યજ્ઞના સ્વરૂપને જ્યારે યથાર્થ જાણુવામાં આવેછે ત્યારેજ સમગ્ર એવા બંધનથી પુરૂષો મુકતથાયછે અને તમો પણતેમજ મુકતથશો.

**सर्वेषां भूप यज्ञानां ज्ञानयज्ञः परो मतः । अखिलं लीयते कर्म ज्ञाने मोक्षस्य साधने ॥ ३९ ॥**

( અર્થ ) હે રાજન !!! આ સર્વ યજ્ઞોમાં જ્ઞાનયજ્ઞ સર્વથી શ્રેષ્ટછે એમમારો શ્રેષ્ટમતછે. કેમકે મોક્ષના સાધનરૂપ જ્ઞાનનેવિષે યાવત કર્મનો વિલય થાયછે.

**तज्ज्ञेयं पुरुषव्याघ्र प्रश्नेन नतितः सताम् । शुश्रूषया वदिष्यंति संतस्तत्त्वविशारदाः ॥ ४० ॥**

( અર્થ ) હે શ્રેષ્ટ પુરૂષ !!! આ જ્ઞાનરૂપ યજ્ઞનું સ્વરૂપ જાણુવાને માટે સત્પુરૂષો પાસે નમૃતાથી પ્રશ્ન કરવો જોઇએ. તેથી જ્ઞાનતત્વ વિશારદ એવા તે સંત

પુંરૂષો માત્ર સેવા ભાવથીજ આ જ્ઞાન કહેવાને સમર્થછે.

**नानासंगाञ्जनः कुर्वन्नैकं साधुसमागमम् । करोति तेन संसारे बंधनं समुपैति सः ॥ ४१ ॥**

(અર્થ) જે મનુષ્ય નાનાપ્રકાના અન્ય સંગ કરીને સર્વથી શ્રેષ્ટ એવા એક સંત સમાગમને ઇચ્છતો નથી તેમ કરતોપણ નથી. તો તેજ કારણથી તે પુરષ આ સંસાર રૂપી બંધનને પ્રાપ્ત થાયછે.

**सत्संगाद्गुणसंभूतिरापदां लय एव च । स्वहितं प्राप्यते सर्वैरिह लोके परत्र च ॥ ४२ ॥**

(અર્થ) સંત પુરૂષોના સમાગમથીજ સત્વગુણની પ્રાપ્તિ થાયછે તે સત્વગુણવડે અવશ્યમેવ દુઃખનો લય થાયછે દુઃખનો લય થવાથી પોતાનું આલોકનું અને પરલોકમાં રહેલું હીત પોતાને પ્રાપ્ત થાયછે.

**इतरत्सुलभं राजन्सत्संगोऽतीव दु-**

**ल्लभः । यज्ज्ञात्वा न पुनर्बंधमेति ज्ञेयं ततस्ततः ॥ ४३ ॥**

(અર્થ) અન્ય સંગ તો ઘણો સુલભછે પણ સંત-પુરૂષોનો સમાગમતો અત્યંતજ દુર્લભછે જે જ્ઞાન જાણુવાથી સંસાર બંધનવડે મુક્ત થવાયછે માટે દરેક પુરૂષે સંત્સંગનો અવસ્યમેવ કરવોજ જોઇએ.

**ततः सर्वाणि भूतानि स्वात्मन्येवाभिपश्यति । अतिपापरतो जंतुस्ततस्तस्मात्प्रमुच्यते ॥ ४४ ॥**

(અર્થ) સત્સંગના પ્રતાપથીજ તમામ ભુતપ્રાણી માત્રને પોતાના આત્માનેવિષે જુએછે અર્થાત્ પોતાના આત્મા સમાન સર્વના આત્માને જાણેછે એવીરીતે જાણુવાથીજ અતી પાપમાં ખરડાયેલો માણુસ તેતે પાપોથી અવસ્ય મુક્ત થઇ શકેછે.

**विविधान्यपि कर्माणि ज्ञानाग्निर्दहति क्षणात । प्रसिद्धोऽग्निर्यथा सर्वं भस्मतां नयति क्षणात् ॥ ४५ ॥**

( અર્થ ) જેમ પ્રદિપ્ત થયેલો અગ્નિ સર્વ વસ્તુ માત્રને ક્ષણવારમાં બાળી ભસ્મકરી નાખેછે. તેમ સત્સંગથી પ્રાપ્ત થયેલો જ્ઞાનરૂપ અગ્નિ પાપપુણ્ય રૂપ અહંબુદ્ધિજન્મ કર્મોને ક્ષણવારમાં દહનકરીશકેછે.

**न ज्ञानसमतामेति पवित्रमितरन्नृप। आत्मन्येवावगच्छंति योगात्कालेन योगिनः ॥ ४६ ॥**

( અર્થ ) હે રાજન !!! એટલાજ માટે જ્ઞાનની બરાબર અન્ય કંઇપણ પવિત્રનથી. અર્થાત્ સર્વથી શ્રેષ્ટ પવિત્ર જ્ઞાનમાત્રજછે અને જ્ઞાનયોગના અભ્યાસ પ્રતાપે કાળેકરીને તેવા જ્ઞાન યોગી પુરૂષો બ્રહ્મસ્વરૂપને પામેછે.

**भक्तिमानिंद्रियजयी तत्परो ज्ञानमाप्नुयात्। लब्ध्वा तत्परमं मोक्षं स्वल्पकालेन यात्यसौ ॥ ४७ ॥**

( અર્થ ) પરમ ભક્તિમાન તથા જીતેન્દ્રિય તથા જ્ઞાનને વિષે અત્યંતપ્રેમ ધારણ કરવાવાળો તેનેજ આ

શ્રેષ્ટ જ્ઞાનયોગ પ્રાપ્તથાયછે. અનેતેવા જ્ઞાનયોગથી ઘણાથોડા વખતમાં પરમ મોક્ષ સ્વરૂપને પ્રાપ્તથાયછે.

**भक्तिहीनोऽश्रद्दधानः सर्वत्र संशयी तु यः । तस्य शं नापि विज्ञानमिह लोके न चापरः ॥ ४८ ॥**

( અર્થ ) હે રાજન !!! જે પુરૂષ મારી ભકિતથી કેવલ હીનછે તેમ ગુરૂઅને વેદના વચનોમાં જેને અવિશ્વાસછે એવા અશ્રદ્ધાવાન છે. તથા સર્વ બાજુથી. શંકશીલજ છે એવો પુરૂષ આલોકમાં અને પરલોકમા સુખઅને જ્ઞાન પ્રાપ્ત કરીશકતો નથી.

**आत्मज्ञानरतं ज्ञाननाशिताखिलसंशयम् । योगास्ताखिलकर्माणं बध्नंति भूप तानि न ॥ ४९ ॥**

( અર્થ ) હે રાજન!!! આત્મજ્ઞાનને વિષે પ્રિતિવાળા અને જ્ઞાનથી નાષપામ્યાછે સદેહતે જેના એવા જ્ઞાનયોગી પુરૂષને યોગવડે નાશકરેલાં તમામકર્મો કદાપીણ બંધન કરતાં નથી.

ज्ञानखड्गप्रहारेण संभूतामज्ञतां बलात्। छित्त्वांतःसंशयं तस्माद्योगयुक्तो भवेन्नरः ॥ ५० ॥

(અર્થ) હે રાજન !!! તેટલાજમાટે જ્ઞાનરૂપ ખડકના પ્રહારવડે કરીને અજ્ઞાનથી ઊત્પન્ન થયેલા બુદ્ધિના સંદેહને છેપીનાખી આ ઉપર વર્ણવેલા જ્ઞાનયોગને વિષે મુક્તથવું જોઇએ.

ॐ तत्सदिति श्रीमन्महागणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखण्डे बालचरिते श्रीगजाननवरेण्यसंवादे गुर्जरभाषायां टीकासह ज्ञानविज्ञानप्रतिपादनो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥



॥ ॐ श्रीगणेशाय नमः ॥

अध्याय ४ थो.

## श्रीसद्गुरवे नमः

॥ वरेण्य उवाच ॥

**संन्यस्तिश्चैव योगश्च कर्मणां वर्ण्यते त्वया । उभयोर्निश्चितं त्वेकं श्रेयो यद्वद मे प्रभो ॥ १ ॥**

(અર્થ) વરેણ્યરાજા વિનંતીથી પુછેછેકે હે રાજન !!! આપે **કર્મસંન્યાસ** (કર્મત્યાગ) અને કર્મ કરવા રૂપે **કર્મયોગ** એ બેઉનું વર્ણનકર્યું પણ તે બેમાંથી જે માર્ગે મારૂં શ્રેયથાય એવું નિશ્ચય કરીને કહો.

॥ श्रीगजानन उवाच ॥

**क्रियायोगो वियोगश्चाप्युभौ मोक्षस्य साधने । तयोर्मध्ये क्रियायोगस्त्यागात्तस्य विशिष्यते ॥ २ ॥**

(અર્થ) શ્રીગજાનન મહારાજ કહેછે. હે રાજન !!! ક્રિયાયોગ એટલે **કર્મયોગ** અને કર્મત્યાગ **કર્મસંન્યાસ** એ બન્નેપણ મોક્ષના સાધનરૂપ છે. તેઓના મધ્યમાં કર્મ સંન્યાસથી કર્મયોગ શ્રેષ્ટછે.

**द्वंद्वदुःखसहोऽद्वेष्टा यो न कांक्षति किंचन । मुच्यते बंधनात्सद्यो नित्यं संन्यासवान्सुखम् ॥ ३ ॥**

(અર્થ) હે રાજન !!! બુદ્ધિ વિચાર રૂપે સુખ-દુઃખાદિ, માનાપમાનાદિ, રાગદ્વેષાદિ નકકનારો, તેમ કોઇ પાસે આકાંક્ષા ન રાખનાર એવા કર્મસંન્યાસ વાળો કર્મયોગ વમામ બંધનથી મુકત થાયછે.

**वदंति भिन्नफलकौ कर्मणस्त्यागसंग्रहौ । मूढाल्पज्ञानतश्चैकं संयुजीत विचक्षणः ॥ ४ ॥**

(અર્થ) મૂઢ બુદ્ધિવાળા અલ્પ વિચારવાન પુરૂષો કર્મયોગ અને કેવળકર્મત્યાગ (સંન્યાસ) નાં ફળો જુદા

જુદાં વર્ણવેછે. પણ વિલક્ષણ પુરૂષો તે બન્ને એકજ સ્વરૂપે જાણેછે.

**यदेव प्राप्यते त्यागात्तदेव योगतः फलम् । संग्रहं कर्मणो योगं यो विंदति स विंदति ॥ ५ ॥**

( અર્થ ) જે ફળ કર્મસંન્યાસથી પ્રાપ્તી થાયછે તેજ ફળ કર્મયોગથીજ પણ પ્રાપ્તથાયછે આ ઊભયમાં ( કર્મયોગ ) કર્મસંગ્રહના યોગને જે જાણેછે તેજ જાણતોછે એમ જાણવું.

**केवलं कर्मणां न्यासं संन्यासं न विदुर्बुधाः । कुर्वन्ननिच्छया कर्म योगी ब्रह्मैव जायते ॥ ६ ॥**

( અર્થ ) કેવળજ કર્મનો ત્યાગ કરવો એટલાનેજ પુરૂષો સંન્નાસ કહેતાનથી. માત્ર ફલની ઇચ્છાવગર કર્મકરી તે બ્રહ્માર્પણ કરવાથી તે યોગ બ્રહ્મસ્વરૂપ થાયછે. અર્થાત્ જીવબ્રહ્મની ઐક્યતાએ. તે બ્રહ્મને જાણનાર બ્રહ્મસ્વરૂપજછે,

**निर्मलो यतचित्तात्मा जितस्वो योगतत्परः।आत्मानं सर्वभूतस्थं पश्यन्कुर्वन्न लिप्यते ॥ ७ ॥**

( અર્થ ) જે પુરૂષ નું હૃદય અત્યંત નિર્મલછે તથા સ્થીરચીત્ત વાળા તથા ઇન્દ્રીઓને વશ રાખનાર અને યોગાભ્યાસમાંતત્પર. એટલે જ્ઞાનથી જીવબ્રહ્મની એક્યતાનો યોગસાધનાર, સર્વ પ્રાણીમાત્રને પોતાના આત્મા સ્વરૂપે જોનાર તે કર્મ કરતો છતો પણ કર્મથી લેપાયમાન થતોનથી.

**तत्त्वविद्योगयुक्तात्मा करोमीति न मन्यते । एकादशानींद्रियाणि कुर्वंति कर्मसंख्यया ॥ ८ ॥**

( અર્થ ) હે રાજન !!! દસ ઇન્દ્રિઓ અને અગીઆરમું મન એ સૌ પોતપોતાના સ્વભાવ રૂપ કર્મકરે અર્થાત્ કામક્રોધાદિ ષડ્વિકારને આધિનથયા વિના કર્મ કરે એવા નિર્ણયથી તત્વજ્ઞાન વડે યોગયુક્ત થયેલા પુરૂષો હું કરૂંછું એમ કદાપી પણ માનતાનથી.

**तत्सर्वमर्पयेद्ब्रह्मण्यपि कर्म करोति यः । न लिप्यते पुण्यपापैर्भानोर्भानुर्यथार्थगः ॥ ९ ॥**

( અર્થ ) કર્મયોગી પુંરૂષની પૂર્ણુતાનો નિશ્ચય બતાવેછેકે—જેમ સૂર્ય પોતાના સ્વસ્વભાવરૂપ પોતાનાં કિરણુ પવિત્ર અથવા અપવિત્ર જગોમાં પડતાપણુ તેજગાની સ્થીતિથી સૂર્ય લેપાયમાન નથી. તેમ પૂર્ણયોગી પુરૂષ. પોતાનાં યાવત્ કર્મ બ્રહ્મપણુા બુદ્ધિથી પરમાત્માને અર્પણકરેછે તેથીતે કર્મથી લેપાયમાન થતોનથી.

**कायिकं वाचिकं बौद्धमैंद्रियं मानसं तथा । त्यक्त्वाशां कर्म कुर्वंति योगज्ञाश्चित्तशुद्धये ॥ १० ॥**

( અર્થ ) આવીરીતે યોગને જાણુવાવાળા પુરૂષો પોતાના ચિતની શુદ્ધિ કરવામાટે પોતાની કાયાથી, વાણીથી, ઇન્દ્રિઓથી અને મનથી. કર્મ કતોછતા પણુ. ઇચ્છારહીત રઇ કર્મકરેછે. તેથી તુરત ચિત્ત શુદ્ધિ થાયછે.

**योगहीनो नरः कर्म फलेहया करोत्यलम् । बध्यते कर्मबीजैः स ततो दुःखं समश्नुते ॥ ११ ॥**

(અર્થ) હે રાજન !!! જે બ્રહ્માર્પણ કર્મ નહીં કનાર જીવબ્રહ્મની ઐકયતાના યોગથી રહીત ફળની ઇચ્છાથીજ માત્ર કર્મકરેછે તે પુરૂષ કર્મબીજથી બંધાઇને નિરંતર દુઃખનેજ પ્રાપ્તથાયછે.

**मनसा सकलं कर्म त्यक्त्वा योगी सुखं वसेत् । न कुर्वन्कारयन्वापि नंदन्श्वभ्रे सुपत्तने ॥ १२ ॥**

(અર્થ) હે રાજન !!! માટે પૂર્ણયોગને જાણનાર પુરૂષ પોતાના મનથકી તમામ કર્મને બ્રહ્માર્પણ કરવાથી ત્યાગકરીને સુખમાંજ વસેછે. પછીતે ભલે બાગબગીચા અર્થાત્ જંગલમાં વસતાહોય, અગર ગુહાનાવિષે રહેતાહોય અગર મોટાશહેરમાં રહેતાહોય પણતેને તે સ્થાનની પીડાથતીનથી મને પોતેકરતા અગર કરાવતાપણ માનતાનથી. એટલે અહં ઊત્થાનથી રહિતજ રહેછે,

**न क्रिया नच कर्तृत्वं कस्यचित्सृज्यते मया । न क्रियाबीजसंपर्कः शक्त्या तत्क्रियतेऽखिलम् ॥ १३ ॥**

(અર્થ) એવા કર્મયોગી જનો માનેછે કે. હું કોઇને માટે ક્રિયા કરતો પણ નથી તેમ ક્રિયાના કર્તાપણાને પણ ધારણ કરતો નથી. તેમ ક્રિયાબીજનો સંકલ્પ પણ મને નથી. એસર્વે તે સદગુરૂ પરમાત્માની સત્તાથી જમાર કરાય છે માત્ર.

**कस्यचित्पुण्यपापानि न स्पृशामि विभुर्नृप । ज्ञानमूढा विमुह्यंति मोहेनावृतबुद्धयः ॥ १४ ॥**

(અર્થ) હે નૃપતિ !!! એવા માહાયોગી (કર્મયોગી) પુરૂષો કોઇના પણ પુણ્ય પાપને હું સ્પર્શ કરતો નથી એમ સ્પષ્ટ જાણેછે. પણ મોહ બુદ્ધિના વિચારવાન જનો પોતાના મૂઢ તર્કને લીધે આ તેઓની. ઉત્તમ ગતી માં મુઝાયછે. અર્થાત એમધારેછે કે. આપણી પેઠે તેઓપણ શરીરધારી છે એટલે આપણો જેવા છે એમ પોતાના. જ્ઞાનબલથી તેવાયોગીને પણ અજ્ઞાન લેખે છે.

**विवेकेनात्मनो ज्ञानं येषां नाशित-मात्मना । तेषां विकाशमायाति ज्ञानमादित्यवत्परम् ॥ १५ ॥**

( અર્થ ) જે કર્મ યોગી પુરૂષે પોતાના આત્મના સ્વરૂપના સંપૂર્ણ જ્ઞાન વિચાર દેહાધ્યાસ રૂપ અજ્ઞાન અવિદ્યાનો નાશ કરેલા છે તેવા સત્પુરૂષનું જ્ઞાન સૂર્યની પેઠે સદાએ પ્રકાશ પામે છે.

**मन्निष्ठा मद्धियोत्यंतं मच्चित्ता मयि तत्पराः । अपुनर्भवमायांति विज्ञा-नान्नाशितैनसः ॥ १६ ॥**

( અર્થ ) હે રાજન !!! સદ્‌ગુરૂ પરમાત્મા ને વિષે જેની સંપૂર્ણ નિષ્ઠાછે. તથા તેવીજરીતે સદા બુદ્ધિની સ્થીરતાછે તથા જેનુ સંપૂર્ણ ચિત્ત અર્થાત્ જેનું ચિંતવનછે તરા સદા તત્ પરાપણુતા સેવેછે અને જેણે પોતાના આત્મના જ્ઞાનથી સંપૂર્ણ પણે પાપનો નાશ-કીધોછે એવા પુરૂષો પુનઃજન્મ મર્ણમાં અવાતરજનથી એટલે જીવન્મુક્ત સ્થિતિનેજ પામેછે.

**ज्ञानविज्ञानसंयुक्ते द्विजे गवि गजादिषु । समेक्षणा महात्मानः पंडिताः श्वपचे शुनि ॥ १७ ॥**

( અર્થ ) જે યોગી પુરૂષો જ્ઞાનવડે અને અનુભવીક જ્ઞાનવડે. યુકતછે તેઓતો બ્રહ્મણને વિષે, ગાયને વિષે, ચાંડાલને વિષે, પંડિતોને વિષે તથા શ્વાન એટલે કુતરાને વિષે સમાનતાથીજ જોઇ રહ્યાછે એમ જાણવું.

**वश्यः स्वर्गो जगत्तेषां जीवन्मुक्ताः समेक्षणाः। यतो दोषं ब्रह्मसमं तस्मात्तैर्विषयीकृतम् ॥ १८ ॥**

( અર્થ ) ઉપરના સ્વભાવથી વર્ત્તનાર જીવન્મુકત યોગી પુરૂષની બુદ્ધિ નિર્દોષ હોવાવડે વિકારથી રહીત થયેલીછે. તેમજ તેમણે સદ્ગુરૂ પરમાત્માને પોતાને વશકરેલાછે એમનિશ્ચયછે જેઓને આ સ્વર્ગ અને જગત સદાએ વશ વરતેછે એવા જ્ઞાની જીવન્મુકત મહાત્માની સમાન દૃષ્ટિજ હોયછે.

**प्रियाप्रिये प्राप्य हर्षद्वेषौ ये प्राप्नुवंति न । ब्रह्माश्रिता असंमूढा ब्रह्मज्ञाः समबुद्धयः ॥ १९ ॥**

(અર્થ) એવા મહાત્માઓને પ્રિય અપ્રિય પ્રાપ્તિમાં હર્ષશોક હોતોજ નથી અને સદગુરૂ પરમાત્માંના અભેદ યોગથી જેની મૂઢતાનાશ પામીછે. એવા બ્રહ્મ સ્વરૂપમય રહેવાવાળા યોગીજનોને પોતાની સમાન બુદ્ધિના પ્રભાવથી આખું જગ અને સ્વર્ગ વશ્યજ રહે એમા નવાઇનથી એમસાંભળી શંકાશીલ થઇપુછેછે.

॥ वरेण्य उवाच ॥

**किं सुखं त्रिषु लोकेषु देवगंधर्वयोनिषु । भगवन्कृपया तन्मे वद विद्याविशारद ॥ २० ॥**

(અર્થ) વરેણ્ય રાજા પુછેછેકે હે રાજન !!! હે સર્વવિદ્યા વિશારદ !!! આ ત્રણ લોકમાં અને દેવ ગંધર્વાદિ યોનીને વિષે સુખ શું છે તે કૃપાકરીને કહો.

॥ श्रीगणेश उवाच ॥

**आनंदमश्नुतेऽसक्तः स्वात्मारामो निजात्मनि । अविनाशि सुखं तद्धि न सुखं विषयादिषु ॥ २१ ॥**

( અર્થ ) એવાં વરેણ્યનાં વચન સાંભળી. મહાપ્રેમ યુક્ત શ્રીગણેશજી બેલ્યાકે, હે રાજન !!! જેની દેહ સબંધના અનેક વિષયોમાં પ્રીતીનથી તેથી વિષયોમાં જેને સુખ સમજાયુંનથી એવા આત્મ તત્વને વિચારકરનાર આત્મા સ્વરૂપમાં રમનાર આત્માના સ્વરૂપમાં આનંદ લેનાર યોગીજનો જે સુખ લેછેતેજ અવિનાશી સુખછે.

**विषयोत्थानि सौख्यानि दुःखानां तानि हेतवः । उत्पत्तिनाशयुक्तानि तत्रासक्तो न तत्त्ववित् ॥ २२ ॥**

( અર્થ ) કેમકે એવા યોગીજનોએ નિશ્ચય કરેલો હોયછેકે. દેહના સબંધથી ઊતપન્નથતા વિષયોમાં જે સુખ મનાયછે પણતે દુઃખના કારણ ભૂતજછે તેમજ

ઊત્પત્તિ અને નાશયુક્ત હોવાથી તેવા મનકલ્પિત મી-થ્યાસુખમાં તત્વજ્ઞાની કદાપીપણ આસક્તિ ધારતાજ નથી.

**कारणे सति कामस्य क्रोधस्य सहते च यः । तौ जेतुं वर्ष्मविरहात्स सुखं चिरमश्नुते ॥ २३ ॥**

(અર્થ) કારણ—કામ અને ક્રોધના કારણછતાં અર્થાત્ કામક્રોધના કારણરૂપ દેહ છતાં પણ તેના વેગને સહનકરી દેહાન્ત પર્યન્ત તેઓના ભાવોને જે જીતેછે તેવાયોગી પુરૂષો ઘણાકાલ પર્યંત અભેદ આત્માના સુખનેજ ભોગવેછે.

**अंतर्निष्ठोंतःप्रकाशोंतःसुखोंता रतिर्लभेत् । असंदिग्धोऽक्षयं ब्रह्म सर्वभूतहितार्थकृत् ॥ २४ ॥**

(અર્થ) અંતરઆત્માને વિષે જેઓની નિષ્ઠાછે તથા અંતરાત્માને વિષે જેઓને જ્ઞાનનો પ્રકાશછે ત્યા અંતરાત્માને વિષે જેઓને સુખઅને પ્રેમછે અ-ાનેરૂપ

ધિથી દગ્ધથતાનથી એવા યોગીજનો સર્વભૂત પ્રાણીમાત્રના કલ્યાણને માટેજ યત્નકરતા સ્થિતછે તેઓજ અવિનાશી પરમાત્માને જાણેછે એમ જાણવું.

**जेतारः षड्रिपूणां ये शमिनो दमिनस्तथा । तेषां समंततो ब्रह्म स्वात्मज्ञानां विभात्यहो ॥ २५ ॥**

( અર્થ ) હે રાજન!!! જે યોગી પુરૂષોએ કામ, ક્રોધ, મોહ, લોભ મદ અને મત્સર નામના છ રીપુઓને જીત્યાછે તથા મન અને ઇન્દ્રિઓનો રૂડાપ્રકારે વિજય કરેલોછે એવા આત્મજ્ઞાની જીવન્મુકત બ્રહ્મસ્વરૂપની અભેદ સત્તાએ સદાકાલ બ્રહ્મરૂપજછે એમ જાણો.

**आसनेषु समासीनस्त्यक्त्वेमान्विषयान्बहिः । संस्तभ्य भ्रुकुटीमास्ते प्राणायामपरायणः ॥ २६ ॥**

( અર્થ ) એવા મહાયોગી પુરૂષો રૂઢાસનથી આસનસિદ્ધિ ભાસી કરીને વિષયોના વિચારોને બહારથી

ત્યાગકરી પોતાની ભૃકૂટીમાં પોતાના સદ્ગુરૂ પરમાત્મા બ્રહ્મસ્વરૂપ પ્રણવરાજ પ્રભુને સ્થિત જોઇ પ્રાણાયામ-પરાયણ રહેછે.

**प्राणायामं तु संरोधं प्राणापानसमुद्भवम् । वदंति मुनयस्तं च त्रिधाभूतं विपश्चितः ॥ २७ ॥**

(અર્થ) પ્રાણ અને અપાન વાયુના રોધનથી અર્થાત્ શ્વાસને રોકવાવડે મુનીઓ જેને પ્રાણાયામ કહેછે તે પ્રાણાયામના ત્રણપ્રકારછે એમ મહાયોગી જીવન્મુક્ત મહાત્મા સંતસદ્ગુરૂઓ જાણેછે.

**प्रमाणं भेदतो विद्धि लघुमध्यममुत्तमम् । दशभिर्द्व्यधिकैर्वर्णैः प्राणायामो लघुः स्मृतः ॥ २८ ॥**

(અર્થ) હે રાજંન !!! પ્રમાણના ભેદથી લઘુ, મધ્યમ, અને ઊત્તમ એવા ત્રણપ્રકારથી પ્રાણાયામ થાયછે. તે પ્રમાણ એવીરીતે સમજવું જોઇએ કે બાર અક્ષરના પ્રણાયામને લઘુ પ્રાણાયામ કહેવાયછે.

**चतुर्विंशत्यक्षरो यो मध्यमः स उदाहृतः। षट्त्रिंशल्लघुवर्णो य उत्तमः सोऽभिधीयते ॥ २९ ॥**

(અર્થ) તેમજ ચોવીસ અક્ષરના પ્રાણાયામને મધ્યમ પ્રાણાયામ કહેવાયછે અને છત્રીશ અક્ષરનો પ્રાણાયામ ઉત્તમ પ્રાણાયામ છે એમજાણો.

**सिंहं शार्दूलकं वापि मत्तेभं मृदुतां यथा। नयंति प्राणिनस्तद्वत्प्राणापानौ सुसाधयेत् ॥ ३० ॥**

(અર્થ) જેમ સિંહ, સાર્દુલ તથા હાથી જેવા મહાન્ બલવાન પ્રાણીઓને મનુષ્ય વશ્ય કરીશકેછે તેવીજ- રીતે મહાયોગીજનો ધીમેધીમે શ્રેષ્ટરીતે પ્રાણઅપાન વાયુને ગુરૂ કૃપાથી બતાવેલા માર્ગનુ સેવન કરવાવડે વશકરી શકેછે.

**पीडयंति मृगास्तेन लोकान्वश्यं**

**गतान्नृप । दहत्येनस्तथा वायुः सं-स्तब्धो नच तत्तनुम् ॥ ३१ ॥**

(અર્થ) જેમ ઉપરના પ્રાણીઓ વશ થયા પછી લોક અને મૃગોને ડરાવતા છતાપણ પીડાકરતા નથી તેમ પ્રાણાયામથી વશ થએલા પ્રાણઅપાન વાયુઓ સ્થીરથતાં મનુષ્યનું પાપ દહનકરેછે પણ તેનાશરીરને બાળતા નથી.

**यथायथा नरः कश्चित्सोपानावलि-माक्रमेत् । तथातथा वशीकुर्यात्प्रा-णापानौ हि योगवित् ॥ ३२ ॥**

(અર્થ) એટલાજ માટે જેમ મનુષ્યો ચઢવાના પગથીયાંની પંક્તિને અતિક્રમણ કરેછે તેમ યોગને જાણવા વાળા ઊત્તમ મુમુક્ષુઓ યોગવિત્ સ્વરૂપથી પ્રાણઅપાનનું અતિક્રમણકરી તેને વશકરવા જોઇએ.

**पूरकं कुंभकं चैव रेचकं च ततोऽभ्य-**

**सेत् । अतीतानागतज्ञानी ततः स्याज्जगतीतले ॥ ३३ ॥**

( અર્થ ) તેનો ક્રમ એવો સમજવોકે પુરક એટલે નાસિકા દ્વારાએ ધીમે ધીમે વાયુને ઉપર ખેંચવો તે-પછી કુંભક એટલે તે ખેંચેલા વાયુનો રોધકરવો અને રેચક એટલે તે રોધકરેલા વાયુને ધીમેધીમે છોડવો એમ લોભ વિલોભ અભ્યાસ કરી પ્રાણાયામ કરવા-વાળો આજગતમાં ત્રીકાલ જ્ઞાની થાયછે.

**प्राणायामैर्द्वादशभिरुत्तमैर्धारणा मता । योगस्तु धारणे द्वे स्याद्योगीशस्ते सदाभ्यसेत ॥ ३४ ॥**

( અર્થ ) ઉપરના ત્રણ પ્રકારના લોમ વિલોમનો એક પ્રાણાયામ ગણાયછે. એવા બાર પ્રાણાયામથી "ધારણા" નામનું યોગમાર્ગનું એક સબળ અંગ પ્રાપ્તથાયછે એવી એ "ધારણાથી" સમાધિ યોગ પ્રાપ્તથાયછે માટેયોગી પુરૂષોએ તેનો નિરંતર અભ્યાસ કરવો જોઇએ.

**एवं यः कुरुते राजंस्त्रिकालज्ञः स जायते । अनायासेन तस्य स्याद्वश्यं लोकत्रयं नृप ॥ ३५ ॥**

(અર્થ) ઉપરપ્રમાણે સંતસદ્‌ગુરૂ જીવન્મુક્ત યોગી પુરૂષની કૃપા સંપાદનકરી તેમના શિખવેલા માર્ગથી જે પુરૂષ સાધના કરેછે. તે ત્રિકાલ જ્ઞાની થાયછે અને વિના પ્રયત્ને તેઓને આ જગત વશ હોવાથી જગતના વિષયો બાધ કરીશકતા નથી અર્થાત્ જગતનો મોહ તેઓને નથી એમ જાણવુ.

**ब्रह्मरूपं जगत्सर्वं पश्यति स्वांतरात्मनि । एवं योगश्च संन्यासः समानफलदायिनौ ॥ ३६ ॥**

(અર્થ) એવા યોગીજનો એવા પ્રાણાયામના યોગે પોતાના અંતરાત્માને વિષે સર્વ જગતને પોતાના બ્રહ્મ સ્વરૂપથીજ જુએછે એપ્રમાણે કર્મ યોગ અને કર્મ સંન્યાસ નાંફલ બંન્નેસમાનછે એમ જાણવુ.

**जंतूनां हितकर्तारं कर्मणां फलदा-**

यिनम् । मां ज्ञात्वा मुक्तिमाप्नोति त्रैलोक्यस्येश्वरं विभुम् ॥ ३७ ॥

( અર્થ ) એવા યોગી પુરૂષો—સર્વ પ્રાણીઓનું હીત ઇચ્છનાર સર્વને કર્મના ફળ આપવાવાળા અને ત્રણુ લોકનો ઇશ્વર મનેજ જાણેછે અને એમ યથાર્થ જાણુ-વાથી મુક્તિનેજ પામેછે.

ॐ तत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखंडे बालचरित्रे श्रीगजाननवरेण्यसंवादे गुर्जरभाषाटीकायां वैधसंन्यासयोगो नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

—o—

॥ श्रीगणेशाय नमः ॥

## ॥ श्रीसद्गुरवे नमोनमः ॥

### अथ अध्याय ५ मो.

॥ श्रीगजानन उवाच ॥

**श्रौतस्मार्त्तानि कर्माणि फलं नेच्छ-न्समाचरेत् । शस्तः स योगी राजेंद्र अक्रियायोगमाश्रितात ॥ १ ॥**

(અર્થ) હે વરેણુ નૃપતિ !!! જે પુરૂષ શ્રુતિમાં કહેલાં અને સ્મૃતિનાં કહેલાં કર્મોમાં ફળની ઇચ્છા ન રાખતાં અર્થાત્ બ્રહ્માર્પણ કરતાં કર્મનો આરંભ કરેછે તે યોગી પુરૂષો અક્રિયા યોગનો આશ્રય કરનાર યોગીજનોમાં શ્રેષ્ઠછે.

**योगप्राप्त्यै महाबाहो हेतुः कर्मैव मे मतम् । सिद्धियोगस्य संसिद्ध्यै हेतू शमदमौ मतौ ॥ २ ॥**

(અર્થ) હે રાજન !!! કારણકે યોગ પ્રાપ્તિના હેતુને માટે કર્મકરવાંજ એવો મારોમતછે. અને સિદ્ધિ યોગની સિદ્ધિ પ્રાપ્તકરવા માટે ઇન્દ્રિયોના દમનથી શાન્તિ પ્રાપ્તકરવી એપણ મારોજ મતછે.

**इंद्रियार्थांश्च संकल्प्य कुर्वन् स्वस्य रिपुर्भवेत् । एतानिच्छन्यः कुर्वन्सिद्धिं योगी स सिद्ध्यति ॥ ३ ॥**

(અર્થ) ઇન્દ્રિઓના વિષયો પ્રાપ્ત કરવાનેમાટે સંકલ્પ પૂર્વક જેકર્મ કરેછે તે પોતે પોતાનોજ રિપુછે એમ જાણવું. પણ કર્મના ફલની ઇચ્છાનો ત્યાગ કરીને કર્મ કરવાથી યોગસિદ્ધિને પામેછે.

**सुहृत्त्वे च रिपुत्वे च उद्धारे चैव बंधने । आत्मनैवात्मनो ह्यात्मा नात्मा भवति कश्चन ॥ ४ ॥**

(અર્થ) હે રાજન !!! આત્મા એજ આત્માનો મીત્રછે તેમ શત્રુપણછે આવા આત્મજ્ઞાનથી ઉદ્ધાર થયછે અને એમ નજાણેતો બંધન કર્તાપણછે એટલે

મિત્રત્વને વિષે, શત્રુત્વને વિષે, ઉદ્ધારને વિષે અને બંધનને વિષે પોતે પોતાનુંજ કારણછે બીજોકોઇ નથી.

**मानेपमाने दुःखे च सुखे सुहृदि साधुषु। मित्रेऽमित्रेप्युदासीने द्वेष्ये लोष्ठे च कांचने ॥ ५ ॥**

(અર્થ) માનને વિષે, અપમાનને વિષે, સુખદુઃખને વિષે, સાધુપુરૂષને વિષે. સગામીત્રને વિષે, દુશમનને વિષે, ઊદાસીને વિષે, તેમજ લોહાઅને સોનાને વિષે પણ.

**समो जितात्मा विज्ञानी ज्ञानींद्रियजयावहः। अभ्यसेत्सततं योगं यदा युक्ततमो हि सः ॥ ६ ॥**

(અર્થ) એમ સર્વને વિષે સમાન દૃષ્ટિથી જોવાવાળો જીતેન્દ્રિય, વિજ્ઞાનવાન આત્માના જ્ઞાનને જાણનાર નિરંતર જે જીવબ્રહ્મની ઐકયતાના આ (કર્મ) યોગનો અભ્યાસ કરેતા તેને યોગપ્રાપ્તથતાં તે સિદ્ધ યોગી થાયછે.

तप्तः श्रांतो व्याकुलो वा क्षुधितो व्यग्रचित्तकः।कालेतिशीतेत्युष्णे वा-निलाग्न्यंबुसमाकुले ॥ ७ ॥

( અર્થ ) હવે યોગ સિદ્ધિની પ્રાપ્તિને માટે યોગ્ય સ્થળ અને સ્થિતિનો યોગ કહેછે તપેલો શ્રમીત, વ્યાકુલ, ક્ષુધાવાન, વ્યગ્ર ચીત્તવાળો, પુષ્કળ ઠંડીકે પુષ્કળતાપ, અગ્નિ, વાયુ, જળ વિગેરે.

साध्वनावतिजीर्णे गोः स्थाने साग्नौ जलांतिके । कूपकूले श्मशाने च नद्यां भित्तौ च मर्मरे ॥ ८ ॥

(અર્થ ) અત્યંત કોલાહલ વાળી પૃથ્વી જીર્ણસ્થાન ગાયોનુંસ્થાન અગ્નિનુ સ્થાન જળનો કીનારો કુવાના સમીપમાં, સ્મશાનમાં નદીના કાંઠામાં, ભીતીના સ્થાનમાં શુષ્કપાંદડાના ખખડાટ વાળા સ્થાનમાં.

चैत्ये सवल्मिके देशे पिशाचादिस-

**मावृते । नाभ्यसेद्योगवियोगं योग-**
**ध्यानपरायणः ॥ ९ ॥**

(અર્થ) બાંધેલા રામાધિસ્થાન કે બગીચામાં રાફડાવાળી જગામાં ભુતપ્રેત પિસાચવાળી જગામાં એટલા સ્થાનમાં યોગની સિદ્ધિ પ્રાપ્તકરનાર પુરૂષે યોગા ભ્યાસનો આરંભ કરવોજ નહી.

**स्मृतिलोपश्च मूकत्वं बाधिर्यं मंदता**
**ज्वरः । जडता जायते सद्यो दोषा-**
**ज्ञानाद्धि योगिनः ॥ १० ॥**

(અર્થ) હે રાજન !!! ઉપરની સ્થીતિ અને સ્થળના દોષો તરફ ધ્યાન નઆપી તેવા સ્થળો ધ્યાનનેમાટે અંગીકાર કરેતો તેવા અભ્યાસી પુરૂષની સ્મૃતિનો વિધ્વંસ થાયછે. તથા મુંગાપણું બેરાપણું બુદ્ધિમંદતા તાવ અને આળસ્ય જડતા વિગેરે દોષો તુરત ઉત્પન્ન થાયછે.

**एते दोषाः परित्याज्या योगाभ्यसन-**

**शालिना । अनादरे हि चैतेषां स्मृतिलोपादयो ध्रुवम् ॥ ११ ॥**

( અર્થ ) હે રાજન !!! માટે યોગના અભ્યાસી પુરૂષે એ તે સ્થળ સ્થીતીના દોષોનો સદનંતર ત્યાગકરવો જે જાણીજોઇને આ મહાઉપદેશનો અનાદર કરેતો ઉપર બતાવ્યા પ્રમાણે સ્મૃતિ લોપાદિ અનેક દોષો ઊત્પન્ન થાયછે માટે ઉપરોક્ત સ્થાનમાં ઉપરોક્ત સ્થિતીએ યોગપ્રાપ્તિરૂપ ધ્યાન કરવું નહીં.

**नातिभुंजन् सदा योगी नाभुंजन्नातिनिद्रितः । नातिजाग्रत्सिद्धिमेति भूप योगं सदाभ्यसन् ॥ १२ ॥**

( અર્થ ) હે ભૂપતિ !!! યોગાભ્યાસ કરનારો પુરૂષ અતિશય આહાર પણ કરતોનથી તેમ ભોજન કર્યાવિના પણ રહેતોનથી અતિશય નિદ્રા પણ કરતોનથી તેમ અતિશય જાગૃત પણ રહેતોનથી એ પ્રમાણે નિરંતર યોગનો અભ્યાસ કરેતો અવસ્ય સિદ્ધિને પામેછે

**संकल्पजांस्त्यजेत्कामान्नियताहार· जागरः। नियम्य खगणं बुद्ध्या विरमेत शनैः शनैः ॥ १३ ॥**

(અર્થ) માટે યોગાભ્યાસી પુરૂષોએ સંકલ્પ ઉત્પન્ન થયેલી તમામ કામનાઓનો ત્યાગકરીને નિ પ્રમાણે અહાર જાગૃતપણું રાખીને ઇન્દ્રિએ સમુહને બુદ્ધિવડે નિયમમા રાખીને ધીમેધીમે વિર પામવું અર્થાત્ ધીમેધીમે યોગાભ્યાસ પુરણ જાણ જોઇએ.

**ततस्ततः कृषेदेतद्यत्रयत्रानुगच्छति। धृत्यात्मवशगं कुर्याच्चित्तं चंचलमाहतः ॥ १४ ॥**

(અર્થ) એનો અર્થ એવી રીતે સમજવું કે જ્યાં તે પોતાનું ચિત્તજાય ત્યાં ત્યાંથી વારંવાર ચીલાવી અત્યંત ધૈર્યતાથી આદર પૂર્વક તેને પોત વશ કરવું જાઇએ કેમકે ચિત્તનો સ્વભાવ અત્ય

ચંચળછે સદ્દગુરૂ ની કૃપાથી અને બોધ પૂર્વક યોગ સાધ્ય કરેતોજ તે કાર્ય સફળ થાયછે.

**एवं कुर्वन्सदा योगी परं निर्वृतिमृच्छति । विश्वस्मिन् निजमात्मानं विश्वं च स्वात्मनीक्षते ॥ १५ ॥**

( અર્થ ) એ પ્રમાણે ચિત્તની ચંચળ અવસ્થાને સદ્દગુરૂ કૃપાથી સ્થિતકરી યોગીપુરૂષ પરમ નિવૃત્તિને પામેછે અને આ સકલ વિશ્વને વિષે પોતાનો આત્મા અને પોતાના આત્મા સ્વરૂપમાં સર્વ વિશ્વને જોવા લાગેછે એ સ્થિર ચિત્તનું પરિણામછે કે પ્રભુના વ્યાપક પણાના મર્મને સમજવા લાગેછે.

**योगेन यो मामुपैति तमुपैम्यहमादरात । मोचयामि न मुंचामि तमहं मां न संत्यजेत ॥ १६ ॥**

( અર્થ ) હે વરેણ્યરાજા !!! એવા યોગવડે યોગી પુરૂષ મનેજ પ્રાપ્ત કરેછે અને તેવાને હું અવસ્ય પ્રાપ્ત થાઊછું. જે યોગી મને ત્યાગકરતો નથી તેવાને

છું પણ ત્યાગકરી શકતો નથી એટલુંજ નહી પણ તેવાયોગીને જન્મ મર્ણના ચક્રરૂપ આ સંસારમાંથી મુક્ત કરૂં છું.

**सुखे दुःखेतरे द्वेषे क्षुधि तोषे सम- स्तृषि । आत्मसाम्येन भूतानि सर्व- गं मां च वेत्ति यः ॥ १७ ॥**

(અર્થ) એવા વિરલ જીવન્મુક્ત સંત મહાત્મા યોગી પુરૂષ સુખમાં, દુઃખમાં, વા ઇતરમાં, વા દ્વેષમાં, ક્ષુધામાં, સંતોષમાં, તૃષામાં તેમ સર્વ ભૂત પ્રાણીમાત્ર માં પોતાના આત્માની સમાનતાથી જેવાવડે તે સર્વમાં રહેલો એવો મનેજ જાણીને બહુજ આનંદમાં નિર્ગમેછે.

**जीवन्मुक्तः स योगींद्रः केवलं मयि संगतः । ब्रह्मादीनां च देवानां स वंद्यः स्याज्जगत्त्रये ॥ १८ ॥**

(અર્થ) ઉપર પ્રમાણે મારોજ સંગ કરવાવડે અર્થાત્ મારાસર્વ વ્યાપક તત્વનો પોતાને વિષે અને સર્વમાં અનુભવ કરવાવડે તે જીવન્મુક્ત પુરૂષ યોગીઓ

માં શ્રેષ્ટ ગણાયછે તેવા યોગી પુરૂષો આ ત્રણુલોકને બ્રહ્મા વિષ્ણુ રૂદ્રાદિને પણ નરસ્કાર કરવા યોગ્યછે એમ જાણવું.

॥ वरेण्य उवाच ॥

**द्विविधोपि हि योगोयमसंभाव्यो हि मे मतः । यतोंतःकरणं दुष्टं चंचलं दुर्ग्रहं विभो ॥ १९ ॥**

(અર્થ) વરેણ્ય રાજા શંકાશિલ થઈ પુછેછે. હે મહારાજ !!! ઉપર પ્રમાણે બેવે પ્રકારની આપે વર્ણવેલી યોગની સિદ્ધિ મેળવવી મહા કઠીણછે એમ મને લાગેછે. કારણ આ અંતઃકરણની વૃત્તિરૂપ ચિત્ત બહુજ દુષ્ટ ચંચળ અને બલાતકારે પણ જીતાયનહીં એવુંછે માટે યોગપ્રાપ્તિ રૂપ અન્ય સરળ અને સુલભ માર્ગ હાયતો કૃપાકરી બતાવવો જોઇએ.

॥ श्रीगजानन उवाच ॥

**यो निग्रहं दुर्ग्रहस्य मनसः संप्रकल्प-**

**येत् । घटीयंत्रसमादस्मान्मुक्तः संसृतिचक्रकात् ॥ २० ॥**

(અર્થ) આવી વરેણ્ય રાજાની સત્ય વાત જાણી શ્રીગજાનન પ્રેમપૂર્વક બોલ્યા કે હે રાજન !!! જે પુરૂષ અત્યંત દુર્ગ્રહ એવા મનની કલ્પનાઓનો નિગ્રહ કરેછે તે પુરૂષ આ ઘડીયંત્ર સમાન સંસાર ચક્રથી મુકત થાયછે

**विषयैः क्रकचैरेतत्संसृष्टं चक्रकं दृढम् । जनश्छेत्तुं न शक्नोति कर्म-कीलैः सुसंवृतम् ॥ २१ ॥**

(અર્થ) હે રાજન !!! વિષયોરૂપી આરાથી દ્રઢ થયેલું આ સંસાર રૂપીચક્ર દ્રઢ બંધાયેલુંછે એને તે કર્મોરૂપી ખીલાવડે જડાયેલુંછે માટે સાધારણ વિચારના અહં મમત યુકત માણસો આ સંસાર ચક્રને છેદવાને શકિતમાન થતાનથી અર્થાત્ રજો ગુણી તમો ગુણી મનુષ્યો અહં મમતના ઊંત્થાન યુકત હોવાથી અવિદ્યા અજ્ઞાનમય સંસારનો પાર લાવી શકતાજ નથી.

**अतिदुःखं च वैराग्यं भोगाद्वैतृष्ण्य-**

**मेत्र च । गुरुप्रसादः सत्संग उपाया-**
**स्तज्जये अमी ॥ २२**

( અર્થ ) માટે હે રાજન !!! આ સંસાર ચક્રને તોડવાને માટે અતિદુઃખ સહન કરીને વિષય ભોગોની તૃષ્ણાનો વિનાશ કરતા અતિ વૈરાગ્ય ધારણ પૂર્વક ઉપર વર્ણવીગયેલા જીવન્મુક્ત સંત યોગી સદગુરૂની કૃપા પ્રાપ્તકરી તેવા માહાત્માઓનો સત્સંગ કરવો કે જેથી આ સંસારચક્ર તુટેછે.

**अभ्यासाद्वा वशीकुर्यान्मनो योग-**
**स्य सिद्धये । वरेण्य दुर्लभो योगो**
**विनास्य मनसो जयात् ॥ २३ ॥**

( અર્થ ) હે વરેણ્ય નૃપતિ !!! મનને જીતવાનો યોગ મહા કઠીણમાં કઠીણછે માટે યોગ સિદ્ધિની પ્રાપ્તિનેમાટે અને મનને વશકરવામાટે સંત પુરૂષોના સમાગમ પૂર્વક મહા દુર્લભ યોગ સંપાદન કરવો. યોગપ્રાપ્તકર્યા શિવાય મનઉપર વિજય મેળવી શકાતો નથી.

॥ नरेन्द्र उवाच ॥

**योगभ्रष्टस्य को लोकः का गतिः किं फलं भवेत् । विभो सर्वज्ञ मे छिंधि संशयं बुद्धिचक्रभृत् ॥ २४ ॥**

(અર્થ) હે પ્રભુ !!! યોગનો અભ્યાસ કરતાં કરતાં યોગથી ભ્રષ્ટથાય અગર કદાપી શરીર પડીજાય એવા યોગભ્રષ્ટ પુરૂષને કીયા લોકની પ્રાપ્તિથાયછે તેની શું ગતી થાયછે અને શું ફલની પ્રાપ્તિથાયછે તે સર્વજ્ઞ પરમાત્મા મારીબુદ્ધિ ચક્રનાં શંસયોને છેદીને મને કૃપાકરી કહો.

॥ श्रीगजानन उवाच ॥

**दिव्यदेहधरो योगाद् भ्रष्टः स्वर्भोगमुत्तमम् । भुक्त्वा योगिकुले जन्म लभेच्छुद्धिमतां कुले ॥ २५ ॥**

(અર્થ) હે મહાન્ પુણ્યશાલી નૃપતિ !!! એવાં યોગ પ્રાપ્તકરતાં ભ્રષ્ટથયેલા પુરૂષો દિવ્ય દેહ ધારણ કરી સ્વર્ગનાં સુખ ભોગવેછે પુણ્યભોગ ભોગવી રહ્યા

પછી કોઇ યોગી પુરૂષના કુલમાં અથવા કોઈ બુદ્ધિમાન પુરૂષને ત્યાં પુનઃ અવતાર ધારણકરેછે.

**पुनर्योगी भवत्येष संस्कारात् पूर्वकर्मजात् । न हि पुण्यकृतां कश्चिन्नरकं प्रतिपद्यते ॥ २६ ॥**

(અર્થ) પછી ત્યાં પોતાના પૂર્વકર્મના પ્રભાવથી ઉત્પન્ન થયેલા ઉત્તમ સંસ્કારો સહિત પુનઃ માર્ગનો આશ્રયલેતાં યોગી થાયછે પુણ્ય સંસ્કાર કર્મયોગ વાળા પુરૂષને નરકની પ્રાપ્તિ કદાપીપણ થતીનથી.

**ज्ञाननिष्ठात्तपोनिष्ठात् कर्मनिष्ठान्नराधिप । श्रेष्ठो योगी श्रेष्ठतमो भक्तिमान् मयि तेषु यः ॥ २७ ॥**

(અર્થ) એટલાજમાટે જ્ઞાનનિષ્ઠા તપનિષ્ઠા કર્મનિષ્ઠા વાળા યોગીઓમાં ઉપર પ્રમાણે યોગનો અભ્યાસ કરનાર યોગી શ્રેષ્ઠછે અને તેથાપણ વિશેષ શ્રેષ્ટ મારી ભકિત કરનાર ભકત પુરૂષછે અર્થાત્ સર્વથી શ્રેષ્ટ ભકિત કરનાર ભક્ત પુરૂષજછે એમ જાણવું.

ॐतत्सदिति श्रीमद् गणेशगीतासू पनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखण्डे बालचरित्रे श्रीगजाननवरेण्यसंवादे योगावृत्तिप्रशंसनो नाम पंचमोऽध्यायः ॥ ५ ॥



॥ श्रीगणेशाय नमः ॥ श्रीसद्गुरवे नमोनमः ॥

## ॥ अथ षष्ठोऽध्यायः ॥

॥ श्रीगजानन उवाच ॥

**ईदृशं विद्धि मे तत्त्वं मद्गतेनांतरात्मना । यज्ज्ञात्वा मामसंदिग्धं वेत्सि मोक्ष्यसि सर्वगम् ॥ १ ॥**

(અર્થ) હે રાજન !!! ઉપર પ્રમાણે મનને વશકરી મને અર્પણકરી યોગવડે મારા તત્વ સ્વરૂપને જાણો જેથી માંરા સર્વંગત સ્વરૂપને શંશય રહિતથઇને યથાર્થ જાણવાથી તમે જીવન્મુક્ત યોગીથશો.

**तत्तेऽहं शृणु वक्ष्यामि लोकानां हितकाम्यया । अस्ति ज्ञेयं यतो नान्यन्मुक्तेश्च साधनं नृप ॥ २ ॥**

(અર્થ) હે રાજન !!! લોકના કલ્યાણને માટેજ તે માહા સ્વસ્વરૂપ તત્વનું હું યથાર્થ વર્ણન કરૂછું

એ જાણવાથી મુક્તિની પ્રાપ્તથાયછે આ શિવાય મુક્તિને માટે અન્ય જાણવા લાયક નથી.

**ज्ञेया मत्प्रकृतिः पूर्वं ततः स्याज्ज्ञानगोचरः । ततो विज्ञानसंपत्तिर्मयि ज्ञाते नृणां भवेत् ॥ ३ ॥**

(અર્થ) તે સર્વમાં મારી પ્રકૃતિનું સ્વરૂપ જાણવું પ્રથમજછે મારીપ્રકૃતિના સ્વરૂપને જાણ્યા પછીજ હું તેવા ભક્તને જ્ઞાનવડે સમજાવીછું. અને તેપછી તે જ્ઞાન પછી અનુભંવીક જ્ઞાન એટલે વર્તનમાં મુકતાં વિજ્ઞાન સંપત્તિ પ્રાપ્ત થાયછે.

**कनलौ खमहंकारः कं चित्तं धीसमीरणौ । रवींदू यागकृच्चैका दशधा प्रकृतिर्मम ॥ ४ ॥**

(અર્થ) મારી પ્રકૃતિના સ્વરૂપને જાણવામાટે પૃથ્વી, અગ્નિ, આકાશ, અહંકાર, દ્રુતદ્રવ્ય, ચિત, બુદ્ધિ, વાયુ, સૂર્ય, ચંદ્રમા, અને યજ્ઞ કરવાવાળા એમ અગીયાર પ્રકારથીજ મારી પ્રકૃતિછે એમ જાણવું.

**अन्यां मत्प्रकृतिं वृद्धा मुनयः संगिरंति च । तथा त्रिविष्टपं व्याप्तं जीवत्वं गतयानया ॥ ५ ॥**

( અર્થ ) હે રાજન !!! અન્ય ઋષિઓ મુનિઓ બીજી એક શ્રેષ્ટ એવી મારી પ્રકૃતિને વર્ણવેછે કે જે જીવપણાને પ્રાપ્તથઇને ત્રૈલોક્યને વિષે પ્રસરીર હેલીછે.

**आभ्यामुत्पाद्यते सर्वं चराचरमयं जगत् । संगाद्विश्वस्य संभूतिः परित्राणं लयोऽप्यहम् ॥ ६ ॥**

( અર્થ ) આ બન્ને પ્રકારની મારી પ્રકૃતિથી આ સર્વ સ્થાવર જંગમજગત ઊત્પન્ન થાયછે અને તે પ્રકૃતિના સંગથીજ હું આ સર્વજગતની ઊત્પત્તિ સ્થિતિને પ્રલય પણ કરૂંછું.

**तत्त्वमेतन्निबोद्धुं मे यतते कश्चिदेव हि । वर्णाश्रमवतां पुंसां पुरा चीर्णेन कर्मणा ॥ ७ ॥**

(અર્થ) હે રાજન !!! મારી પ્રકૃતિ-અને અંતે મને જાણવા માટે પૂર્વપૂર્વ કર્માનુસારથીજ આ સંસારના વર્ણાશ્રમ ધર્મને અંગીકાર કરવાવાળા પુરૂષોમાં કોઇકે ઇ પુરૂષજ માત્ર યત્ન કરેછે.

**साक्षात्करोति मां कश्चिद्यत्नवत्स्वपितेषु च । मत्तोऽन्यत्रेक्षते किंचिन्मयि सर्वं च वीक्षते ॥ ८ ॥**

(અર્થ) એવા મને પામવાને યત્ન કરતા પુરૂષમાં પણ કોઇએક મહાયત્નવાન મારો સાક્ષાત્કાર કરીશકે છે તેવા સાક્ષાત્કાર કરનાર પુરૂષ મારાથી અન્ય કંઇ-પણ નજોતાં સર્વને મારા વિષેજ જુએછે અને જાણેછે.

**क्षितौ सुगंधरूपेण तेजोरूपेण चाग्निषु । प्रभारूपेण पूष्णयब्जे रसरूपेण चाप्सु च ॥ ९ ॥**

(અર્થ) અને તે એવી રીતેકે પૃથ્વીને વિષે મને સુગંધરૂપે, અગ્નિનેવિષે મને તેજ રૂપે, સુર્ય ચન્દ્રમાં મને કાન્તિરૂપે અને જળમાં રસરૂપે મનેજ વ્યાપી રહેલો જાણેછે.

धीतपोबलिनां चाहं धीस्तपोबलमेव च । त्रिविधेषु विकारेषु मदुत्पन्नेष्वहं स्थितः ॥ १० ॥

(અર્થ) બુદ્ધિમાન પુરૂષોમાં મને બુદ્ધિરૂપે, તપસ્વિ પુરૂષોમાં મને તપરૂપે, અને બલવાન પુરૂષોમાં મને બલરૂપે રહેલો જાણેછે. અને ત્રણ પ્રકારના ગુણરૂપ વિકાર (સત્વગુણ, રજોગુણ, તમોગુણ,) પણ મારાથીજ ઉત્પન્ન થયેલાછે અનેતેમાં પણ તેતગુણોરૂપે હુંજ સ્થિતછું એમજાણવું.

न मां विंदति पापीयान्मायामोहितचेतनः । त्रिविकारा मोहयति प्रकृतिर्मे जगत्त्रयम् ॥ ११ ॥

(અર્થ) આમ સર્વ સ્વરૂપે સર્વમાં હું રહયો છું છતાં ઉપર વર્ણવેલી મારી માયા પ્રકૃતિના મોહવડે અંજાયલો પાપી જીવાત્માઓ મને જાણતાજ નથી. એમ મારી ત્રીવિધ ગુણવિકારવાલી પ્રકતિ આ ત્રણે જગતને મોહ પમાડી રહેલી છે.

**यो मे तत्त्वं विजानाति मोहं त्यजति सोऽखिलम् । अनेकैर्जन्मभिश्चैवं ज्ञात्वा मां मुच्यते ततः ॥ १२ ॥**

(અર્થ) આવી રીતે જે મનુષ્ય મારા તત્વને જાણી, પ્રકૃતિના સર્વ પ્રકારના મોહનો ત્યાગ કરે છે, તે પુરૂષ અનેક જન્મવડે મને જાણુવાથકી અવશ્ય મુક્ત થઇ શકે છે.

**अन्ये नानाविधान्देवान्भजंते तान्व्रजंति ते । यथायथा मतिं कृत्वा भजते मां जनोऽखिलः ॥ १३ ॥**

(અર્થ) આ મર્યાદા ન સેવનાર અન્ય પુરૂષો અન્ય અન્ય વિવિધ પ્રકારના દેવતાઓને ભજે છે. તેતે દેવતાઓના લોકને પ્રાપ્ત થાય છે પણ જેવીજેવી રીતની બુદ્ધિથી જે સર્વ મનુષ્યો ફક્ત મારૂંજ ભજન પુજન કરે છે.

**तथातथास्य तं भावं पूरयाम्यहमेव**

**तम् । अहं सर्वं विजानामि मां न कश्चिद्विबुध्यते ॥ १४ ॥**

(અર્થ) તેવાતેવા ભાવથી અને તેવીતેવી રીતે હું તેની ઇચ્છાઓને પૂર્ણ કરૂં છું. એમ હું સર્વને જાણું છું પણ મને કોઇ જાણતા નથી.

**अव्यक्तं व्यक्तिमापन्नं न विदुः काममोहिताः । नाहं प्रकाशतां यामि अज्ञानां पापकर्मणाम् ॥ १५ ॥**

(અર્થ) જુદાજુદા સ્વરૂપ રૂપે હું જણાતો એવો હું છતાં એવા મારા અભેદ સ્વરૂપને, કામથી મોહિત દૃષ્ટિ-વાળા મનુષ્યો કદાપીપણ જાણતા નથી અને તેવાજ અજ્ઞાની અને પાપકર્મવાળા પુરૂષોના હૃદયમાં હું પ્રકાશ પણ પામતો નથી.

**यः स्मृत्वा त्यजति प्राणमंते मां श्रद्धयान्वितः । स यात्यपुनरावृत्तिं प्रसादान्मम भूभुज ॥ १६ ॥**

(અર્થ) હે રાજન !!! ઉપર પ્રમાણે મારા સર્વ સ્વરૂપને જાણનાર પુરૂષ મારૂં અહર્નિશ સ્મર્ણ કરતો થકો અત્યંત શ્રદ્ધાથકી અંતકાળમાં પોતાના પ્રાણત્યાગ કરે છે. તે મારીજ કૃપાવડે આ સંસારમાં પુનરાવૃતિ રહિત એવા પૂર્ણસ્વાનંદ યોગ શાન્તિરૂપ મોક્ષ પદને પામે છે.

**यंयं देवं स्मरन्भक्त्या त्यजति स्वकलेवरम् । तत्तत्सालोक्यमायान्ति तत्तद्भक्त्या नराधिप ॥ १७ ॥**

(અર્થ) અન્ય બીજા મનુષ્યો જેજે નામથી દેવનું ભજન કરતાથકા પોતાના શરીરને ત્યાગે છે તેવા તેવા સન્માર્ગથી ચાલવાવાળા પુરૂષો તેતે દેવોની ભક્તિથી તેનાતેના લોકોને પ્રાપ્ત થાય છે.

**अतश्चाहर्निशं भूप स्मर्त्तव्योऽनेकरूपवान् । सर्वेषामप्यहं गम्यः स्रोतसामर्णवो यथा॥ १८ ॥**

(અર્થ) હે રાજન !!! એટલાજ માટે અહર્નીશ

મને અનેક સ્વરૂપવાળો જાણીનેજ મારૂં સ્મરણ કરવું યોગ્ય છે, કારણ તેતે સર્વનેવિષે હુંજ જાણવા યોગ્ય છું. કારણ જેમ નદીઓનો પ્રવાહ સમુદ્રમાંજ જાય છે તેમ તમામ દેવતાઓની આરાધના મારાવિષેજ જાય છે.

**ब्रह्मविष्णुशिवेंद्राद्याँल्लोकान्प्राप्य पुनः पतेत् । यो मामुपैत्य संदिग्धः पतनं तस्य न कचित् ॥ १९ ॥**

( અર્થ ) મારૂં અભેદ સ્વરૂપ સમજ્યા વિના જે મનુષ્યો બ્રહ્મ, વિષ્ણુ, રૂદ્ર, ઇન્દ્ર આદિ દેવોને મારાથી ભિન્ન માની તેમનુંજ માત્ર યજન પુજન કરે છે, તો તેવા મનુષ્યો તેતે લોકને પામી તત્ પુણ્ય પરવારી પુનઃ પતન થાય છે પણ મારૂં યથાર્થ અભેદ સ્વરૂપ જાણીને જે મારા આનંદ લોકમાં જાય છે તેને કદાપીપણ પડવાપણું નથી.

**अनन्यशरणो यो मां भक्त्या भजति भूमिप । योगक्षेमौ च तस्याहं सर्वदा प्रतिपादये ॥ २० ॥**

(અર્થ) એટલાજ માટે મારા સર્વગત અભેદ સ્વરૂપને જાણીને અનન્ય શર્ણરહી ભકિતવડે મારૂંજ ભજન કરે છે તેના જીવબ્રહ્મની ઐકયતાના અભેદ યોગનું રૂડા પ્રકારે સંરક્ષણ પણ હુંજ કરૂં છું.

**द्विविधा गतिरुद्दिष्टा शुक्ला कृष्णा नृणां नृप । एकया परमं ब्रह्म परया याति संसृतिम् ॥ २१ ॥**

(અર્થ) મનુષ્યની ગતી શુક્લા અને કૃષ્ણા એવી બે પ્રકારની છે. તેમાં એક એવી શુકલા ગતીથી પરમ બ્રહ્મ સ્વરૂપને પમાય છે ત્યારે બીજી કૃષ્ણા ગતીથી સંસાર ચક્રમાં જોડાય છે.

**ॐतत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखण्डे बालचरित्रे श्रीगजाननवरेण्यसंवादे बुद्धियोगो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥**



॥ गश्रीणेशाय नमः ॥ श्रीसद्गुरवे नमोनमः ॥

# अथ सप्तमोऽध्यायः ।

॥ श्रीवरेण्य उवाच ॥

**का शुक्ला गतिरुद्दिष्टा का च कृष्णा गजानन । किं ब्रह्म संसृतिः का मे वक्तुमर्हस्यनुग्रहात् ॥ १ ॥**

( અર્થ ) ઉપરપ્રમાણે છઠ્ઠાઅધ્યાયનું જ્ઞાન શ્રવણ કરીને વરેણ્યરાજા પુછેછે કે હે મહારાજ ગજાનન !!! શુકલાગતિ અને કૃષ્ણાગતી કોને કહે છે તેમજ બ્રહ્મ એટલે શું તથા સંસાર એટલે શું આ સર્વ કૃપાવડે આપ કહેવા યોગ્ય છો.

॥ श्रीगजानन उवाच ॥

**अग्निर्ज्योतिरहः शुक्ला कर्माहंमयनं गतिः । चांद्रं ज्योतिस्तथा धूमो रात्रिश्च दक्षिणायनम् ॥ २ ॥**

(અર્થ) શ્રીગજાનન કહે છે કે હે વરેણ્યરાજા !!! અગ્નિ એટલે અગ્નિના અભિમાની દેવતા, જ્યોતિના અભિમાની દેવતા, દિવસના અભિમાની દેવતા, અને ઉત્તરાયનના છમાસના અભિમાની દેવતાના આશ્રય-વડે યોગીજનો જે ગતીએ જાય છે તેને શુક્લાગતી કહે છે. તેમજ ધુમાડાના, રાત્રીના, કૃષ્ણપક્ષના, અને ચન્દ્ર જ્યોતિના અભિમાની દેવતાના આશ્રયવડે યોગીપુરૂષો જે ગતીએ જાય છે તેને કૃષ્ણા ગતી કહે છે.

**कृष्णैते ब्रह्मसंसृत्योरवाप्तेः कारणं गती । दृश्यादृश्यमिदं सर्वं ब्रह्मैवे-त्यवधारय ॥ ३ ॥**

(અર્થ) આ બે ગીતીઓમાં શુક્લાગતિથી પરમા-ત્માપદની પ્રાપ્તિ થાય છે અને કૃષ્ણાગતીથી સંસારના જન્મ મર્ણની પ્રાપ્તિ થાય છે. એથી દૃશ્ય કિંવા અદૃશ્ય એવું જે આ જગત તે પરમાત્મા સ્વરૂપજ છે એમ નિશ્ચય જાણો.

**क्षरं पंचात्मकं विद्धि तदंतरक्षरं**

**स्मृतम् । उभाभ्यां यदतिक्रांतं शुद्धं विद्धि सनातनम् ॥ ४ ॥**

( અર્થ ) આ પંચભૂતાત્મક એટલે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, અને આકાશ રૂપથી બનેલું તે ક્ષર કહેવાય છે. તેના અંતરમાં રહેનારો અંતર્યામિ ઇશ્વર તેજ અક્ષર છે. તેજ ૐકાર છે. આ બેઉનું ઊલ્લંઘન કરીને અર્થાત્ આ બેથી જે પરે છે તેને શુદ્ધ અને સનાતન પરબ્રહ્મ પરમાત્મા છે એમ જાણો.

**अनेकजन्मसंभूतिः संसृतिः परिकीर्तिता । संसृतिं प्राप्नुवंत्येते ये तु मां गणयंति न ॥ ५ ॥**

( અર્થ ) વળી અનેક જન્મની સંભૂતિ એટલે પ્રાપ્તિ તેજ આ સંસાર છે. જે પુરૂષને મારા મહત્વની ગણુના નથી એટલે મારાં અનેક પ્રકારના મહત્વરૂપી ગણુના પતિ સ્વરૂપની (ગણુપતિ) ગણુના જેના હૃદયમાં નથી તેવાજ પુરૂષો આ સંસારને પામે છે.

**ये मां सम्यगुपासंते परं ब्रह्म मया-**

**ति ते । ध्यानाद्यैरुपचारैर्मां तथा पंचामृतादिभिः ॥ ६ ॥**

( અર્થ ) અને જે પુરૂષો મારી વેદશાસ્ત્રની મર્યાદા પ્રમાણે ઉપાસના કરે છે તે મને એટલે પરબ્રહ્મને પામે છે. હવે ઉપાસનાનો અર્થાત્ મને પામવાનો ક્રમ એવી-રીતે સમજવો કે શોડષોપચાર વેદવિધિપૂર્વક ધ્યાનને આદ્ય લઇને પંચામૃતાદિ ઉપચારવડે મારા મૂર્તિ સ્વરૂપ (ॐકારાત્મક) માં રૂડાપ્રકારે પૂજન કરે.

**स्नानवस्त्राद्यलंकारसुगंधधूपदीपकैः। नैवेद्यैः फलतांबूलैर्दक्षिणाभिश्च यो-ऽर्चयेत् ॥ ७ ॥**

( અર્થ ) ત્યારપછી સ્નાન, વસ્ત્રાલંકાર, સુગંધધૂપ, દિપ, નૈવેધ, ફળ, તાંબુલ, અને દક્ષિણા વિગેરે ઉપચા-રોથી મારી પૂજા દિનદિન પ્રતિ સાંગોપાંગ અતિશ્રદ્ધા-પૂર્વક અને આસ્થાપૂર્વક કરે છે-

**भक्त्यैकचेतसा चैव तस्येष्टं पूरया-**

**म्यहम् । एवं प्रतिदिनं भक्त्या मद्भक्तो मां समर्पयेत् ॥ ८ ॥**

(અર્થ) આવીરીતે શુદ્ધ ભકિત પૂર્વક એકચિત્ત દૃઢ કરીને જે મારી પૂજા કરે છે તેની ઇષ્ટ કામના એ-ટલે ઇચ્છેલી કામના હુંજ પૂર્ણ કરૂં છું. એ પ્રમાણે મારા ભકતો દિનદિન પ્રતિ પરમ શ્રેષ્ઠ પ્રેમ ઉત્સાહથી ભરેલી ભકિતથી મારી સેવા કરી મનેજ સમર્પણ કરવી જોઇએ.

**अथवा मानसीं पूजां कुर्वीत स्थिर-चेतसा । अथवा फलपत्राद्यैः पुष्प-मूलजलादिभिः ॥ ९ ॥**

(અર્થ) ઉપરપ્રમાણે કાયિક વાચિક પૂજાનો ક્રમ-કહ્યો. હવે માનસી પૂજાને કહે છે કે અથવા ઉત્તમ અધિકાર પૂર્વક તેવાતેવા પ્રસંગોપાત માનસી પૂજા પણ કરે અથવા ફળ, પત્ર, પુષ્પ, મૂળ, જળથી પણ મારી પૂજા કરે. એમ અનેક પ્રકારથી પણ સ્થિર ચિત્ત-થી મારીજ પૂજા કરે તે ઇષ્ટ ફળને પામે છે (હમેશાં પૂજન કરવાનો વેદવિધિ છે પણ આશૌચાદિમાં અગર

એવા આપાત કારણોમાં શોડશોપચાર વિધીથી પૂજા ન થાય ત્યારે માનસીક પૂજા કરે એવો અર્થ છે.)

**पूजयेन्मां प्रयत्नेन तत्तदिष्टफलं लभेत् । त्रिविधास्वपि पूजासु श्रेयसी मानसी मता ॥ १० ॥**

(અર્થ) ઉપર પ્રમાણે યથાયોગ્ય વેદવિધિ ધારણ કરીને મારી પ્રયત્નપૂર્વક એટલે મુશકેલીથી પણ યત્ન કરી ઉપચારો મેળવી યથાશ્રદ્ધાપૂર્વક જે મારૂં પૂજન કરે છે તેને ઇષ્ટફળની પ્રાપ્તિ થાય છે. ઉપર પ્રમાણે કાયિક વાચિક અને માનસિક એવી ત્રણ પ્રકારની પૂજામાં મનેજ ગુરૂચર્ણમાં સમર્પણ કરી શરણ સિદ્ધાન્ત બરાબર ધ્યાનમાં રાખી મન ઇન્દ્રિઓ આદિને પ્રભુના કબજામાં છે એમ માની તેના વિચાર ગતીના ત્યાગ પછી મારી ઉપાસના કરે તે માનસીકપૂજા વિશેષ ઉત્તમ છે.

**साप्युत्तमा मता पूजाऽनिच्छया या कृता मम । ब्रह्मचारी गृहस्थो वा वानप्रस्थो यतिश्च यः ॥ ११ ॥**

(અર્થ) આ સર્વ પ્રકારથી કરેલી પૂજામાં એટલે પૂજાના ત્રણેપ્રકારમાં પણ ઇચ્છા રહિતથીને કરેલી એટલે બ્રહ્માર્પણ કરેલી મારી પૂજા અત્યુત્તમજ છે. એટલાજ માટે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, કે સંન્યાસી-

**एकां पूजां प्रकुर्वाणोऽप्यन्यो वा सिद्धिमृच्छति । मदन्यदेवं यो भक्त्या द्विषन्मामन्यदेवताम् ॥ १२ ॥**

(અર્થ) કે અન્ય કોઇપણ આ સર્વમાંની એક એવી જેવી પૂજા કરે તેવું તેવું તે ફળપ્રાપ્ત રૂપ સિદ્ધિ મેળવે છે. તેમાંપણ મારાઉપર દ્વેષકરીને મારો ત્યાગ કરીને અન્ય દેવની ભક્તિવડે પૂજા કરે છે.

**सोऽपि मामेव यजते परंत्वविधितो नृप । यो ह्यन्यदेवतां मां च द्विषन्नन्यां समर्चयेत् ॥ १३ ॥**

(અર્થ) તો તે પણ મારી પૂજા કરે છે. છતાંપણ તે પૂજા અવિધિથી થયેલી છે એટલે વેદવિરૂદ્ધજ છે એમ જાણવું. કેમકે અન્ય દેવોગણ સંજ્ઞામાં છે અને તેઓનો

હું પતિ હોવાથી એ સર્વદેવોનો મારા વિષે અભેદ છે એટલે મારી પૂજામાં તેમનો સમાવેશ છે એટલે અન્ય દેવની પૂજા કરતાં મારો દ્વેષ કરે અને મારીપૂજા કરતાં અન્ય દેવોનો દ્વેષ કરે અને તેમની પૂજા કરે.

**याति कल्पसहस्रं स निरयान्दुःखभाक्सदा । भूतशुद्धिं विधायादौ प्राणानां स्थापनं तथा ॥ १४ ॥**

( અર્થ ) તો હે રાજન !!! એવો પાપી પુરૂષ હજારો કલ્પપર્યંત નર્કયાતનાનાં દુઃખો ભોગવે છે, એ નિશ્ચય છે. એટલાજ માટે મારી પૂજા કરનાર મારા ભક્તો એ મારા અન્યદેવ ગણસહિત પતિ સ્વરૂપની અસ્ખલિત ભાવનાએ મારા ગણપતિ સ્વરૂપની પૂજા કરવા ચુકવું નહિ. અર્થાત્ અન્ય દેવો ઉપર દ્રેષ કરવો નહિ ત્યારપછી વિધિપૂર્વક ભૂતશુદ્ધિ અને પ્રાણાયામ કરવો.

**आकृष्य चेतसो वृत्तिं ततो न्यासमुपक्रमेत् । कृत्वांतर्मातृकान्यासं बहिश्चाथ षडंगकम् ॥ १५ ॥**

( અર્થ ) પ્રથમતો પોતાની ચિત્તવૃત્તિને સર્વે દૃશ્યા-

દૃશ્ય પદાર્થ ભાવનામાંથી અથવા નાના પ્રકારના વિષયોના સમુહના વિચારમાંથી ખેંચી લાવીને ગુરૂચરણમાં સમર્પણ કરીને છ અંગવાળા અંતર-માતૃકા, અને બહિર-માતૃકા. ન્યાસ કરતાં સર્વ વ્યાપક પરમાત્માને સર્વ અંગસ્થાનમાં તેતે મંત્રોના સ્વરૂપથી જાણવા (આ સર્વ શ્રીતત્વજ્ઞાની જીવન્મુક્ત સદ્ગુરૂ યોગી મહારાજથી જાણવા. )

**न्यासं च मूलमंत्रस्य ततो ध्यात्वा जपेन्मनुम् । स्थिरचित्तो जपेन्मंत्रं यथा गुरुमुखागतम् ॥ १६ ॥**

(અર્થ) ઉપરપ્રમાણેના ન્યાસો કરતાં મૂલમંત્ર એટલે સદગુરૂની દિક્ષા ધારણ કરતાં તેમનાં ગણેશ મુખથીપ્રાપ્ત થયેલા મંત્રથીજ ન્યાસ કરવા, ત્યારપછી તેજ ગુરૂમુખથી પ્રાપ્ત થયેલા તારકમંત્રનો ધ્યાનપૂર્વક સ્થિરચિત્ત પુર્વક જાપ કરવો.

**जपं निवेद्य देवाय स्तुत्वा स्तोत्रैरनेकधा । एवं मां य उपासीत स लभेन्मोक्षमव्ययम् ॥ १७ ॥**

(અર્થ) ઉપરપ્રમાણે ગુરૂકૃપારૂપ પ્રાપ્તથયેલા

મંત્રનો જપ ॐ तत्सत् ब्रह्मार्पणम् કરવો. પછી નાના પ્રકારના અનેક સ્તોત્રોથી પ્રભુની સ્તુતિ કરવી. આપ્રમાણે મારી જે ઉપાસના કરેછે તે અભેદ મોક્ષસ્વરૂપ જીવન્મુક્ત પદને પામે છે.

**य उपासनया हीनो ऽध नरो ऽव्यर्थजन्मभाक् । यज्ञोहमौषधं मंत्रोग्निराज्यं च हविर्हुतम् ॥ १८ ॥**

(અર્થ) આ પ્રમાણે વેદવિધિપૂર્વક અત્યંત પ્રેમભક્તિપૂર્વક કરેલી ઉપાસનાજ જ્યારે મોક્ષરૂપ છે ત્યારે આવીરીતે કરવાની ઉપાસનાહીન મનુષ્યો ધિક્કારને પાત્ર છે. અને તેનો જન્મ વૃથા છે એમ જાણવું. કારણ કે યજ્ઞ, ઔષધી, મંત્ર, અગ્નિ, ઘી, હવી એટલે સમીધિ આદી જે હુતદ્રવ્ય તે પણ હુંજ છું.

**ध्यानं ध्येयः स्तुतिः स्तोत्रं नतिर्भक्तिरुपासना । त्रयी ज्ञेयं पवित्रं च पिता च प्रपितामहः ॥ १९ ॥**

(અર્થ) તેમજ ધ્યાન, ધ્યાનકરવાલાયક ધ્યેય, સ્તુતિ, સ્તોત્ર, નમસ્કાર, ભક્તિ, ઉપાસના, તથા વેદ-

ત્રયીને જાણવાનું પવિત્રતા અને પીતાનો પણ અપીતા-મહ એ સર્વ મારૂંજ સ્વરૂપ છે.

**ॐकारः पावनः साक्षी प्रभुर्मित्रं गतिर्लयः । उत्पत्तिः पोषको बीजं शरणं वास एव च ॥ २० ॥**

(અર્થ) તેમજ ॐકાર સ્વરૂપ, પાવનરૂપ, સાક્ષી-રૂપ, પ્રભુરૂપ, મિત્રરૂપ, ગતિરૂપ અને લયરૂપ તેમજ ઉત્પત્તિ સ્વરૂપ, પોષકસ્વરૂપ, બીજસ્વરૂપ, શરણસ્વ-રૂપ, વસવાનું સ્થાન પણ હુંજ એટલે એ સર્વ મારૂં સ્વરૂપ છે.

**असन्मृत्युः सदमृतमात्मा ब्रह्माहमेव च । दानं होमस्तपो भक्तिर्जपः स्वाध्याय एव च ॥ २१ ॥**

(અર્થ) તેવીજરીતે અસત્ એટલે કાલમૃત્યુ સ્વરૂપ સત્ એટલે દેહીસ્વરૂપ અમૃત એટલે એ બંન્ને-માં સમાન સ્વરૂપ આત્મા એટલે એ ઉપરના ત્રણેમાં વ્યાપ્તથયેલો સૂર્યસ્વરૂપ તેમ બ્રહ્મસ્વરૂપ એટલે એ ચારેમાં અભેદ ભાવનાથી જે અખંડ શાન્ત તત્વસ્વ-

રૂપ પરમાત્મા છે, તે પણ હુંજ છું. દાનરૂપ, હોમરૂપ, તપરૂપ, ભક્તિરૂપ અને સ્વાધ્યાયરૂપ તે પણ મારૂંજ સ્વરૂપ છે.

**यद्यत्करोति तत्सर्वं समे मयि निवेदयेत् । योषितोऽथ दुराचाराः पापास्त्रैवर्णिकास्तथा । मदाश्रया विमुच्यंते कीं मद्भक्ता द्विजादयः ॥ २२ ॥**

(અર્થ) એ પ્રમાણે જેજે કંઇ કરવું તે સર્વ મને અને મારેવિષેજ અર્પણ કરવું તેમાં કસુર કરવી નહીં. આમકરનાર ભલે સ્ત્રીઓ હોય દુષ્ટ આચરણવાળા હોય પાપી મનુષ્યો હોય ચાહે ક્ષત્રી વૈશ્ય શૂદ્ર હોય તેવાઓપણ મારાજ આશ્રયથી અવશ્ય મુક્ત થાય છે, તો પછી આવીજ ભક્તિવડે મને અર્પણ કરનાર બ્રાહ્મણ હોય અને તે મુકતથાય તેમાં નવાઇ નથી.

**न विनश्यति मद्भक्तो ज्ञात्वेमा मद्विभूतयः । प्रभवं मे विभूतीश्च न देवा ऋषयो विदुः ॥ २३ ॥**

( अर्थ ) ઉપર પ્રમાણે મારી બતાવેલી ઉપાસના-ક્રિયા અને વિભૂતિ જાણીને મારા ભક્તો કદાપી પણ વિનાશને પામતા નથી આ મારી વિભૂતિ અને મારા અવતારો દેવ અને ઋષિ મુનિજનો પણ જાણતા નથી.

**नानाविभूतिभिरहं व्याप्य विश्वं प्रतिष्ठितः । यद्यच्छ्रेष्ठतमं लोके सा विभूतिर्निबोध मे ॥ २४ ॥**

( અર્થ ) હે રાજન !!! કારણ કે આ મારી નાનાપ્રકારની વિભૂતિથીજ આ ત્રિલોકમાં હુંજ વ્યાપ્તમાન થઇરહયો છું. સારાંશ કે આ ત્રૈલોકયમાં જેજે શ્રેષ્ઠ અને માન્ય કરવા લાયક છે તે મારીજ વિભૂતિ છે એમ જાણવું.

**ॐतत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमन्महागणेशपुराणे उत्तरखण्डे बालचरित्रे श्रीगजाननवरेण्यसंवादे उपासनायोगो नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥**

॥ श्रीगणेशाय नमः । श्रीसद्गुरवे नमः ॥

# अथ अष्टमोऽध्यायः ।

॥ वरेण्य उवाच ॥

**भगवन्नारदो मह्यं तव नाना विभूतयः । उक्तवांस्ता अहं वेद न सर्वाः सोऽपि वेत्ति ताः ॥ १ ॥**

(અર્થ) હે ભગવન્!!! નારદજીના મુખથી આપશ્રીની નાનાપ્રકારની વિભૂતિ મેં સાંભળી છે, તેટલીજ જાણું છું. પણ સર્વ વિભૂતી જાણતો નથી. કારણ પૂર્ણવિભૂતિને નારદાદિ સરખા યોગીજનો પણ જાણતા હોતા નથી.

**त्वमेव तत्त्वतः सर्वा वेत्सि ता द्विरदानन । निजं रूपमिदानीं मे व्यापकं चारु दर्शय ॥ २ ॥**

(અર્થ) હે દ્વિરદાનન!!! એવી સર્વ વિભૂતિના મર્મને તમેજ પોતે જાણો છો. કેમકે આપજ તે સર્વતત્વ-

સ્વરૂપ પોતેજ છો. માટે આપશ્રીએ કૃપાકરીને આ સમયે આપશ્રીનું મહત્વવાળું મનોહર અને વ્યાપક સ્વરૂપ સારીરીતે દરસાવવું જોઇએ.

॥ श्रीगजानन उवाच ॥

**एकस्मिन् मयि पश्य त्वं विश्वमेतच्चराचरम् । नानाश्चर्याणि दिव्यानि पुरा दृष्टानि केनचित् ॥ ३ ॥**

(અર્થ) શ્રીગણેશ બોલ્યા કે હે રાજન્ ! આ સર્વ ચરાચર વિશ્વને હવે તમે હું એક એવા મારા વિષે જુઓ અને મારી અનેક પ્રકારની દિવ્ય આશ્ચર્યતાને પણ જુઓ તે એવી છે કે પૂર્વે કોઇએ પણ કોઇવખત તે જોઈ નથી.

**ज्ञानचक्षुरहं तेऽद्य सृजामि स्वप्रभावतः । चर्मचक्षुः कथं पश्येन्मां विभुं ह्यजमव्ययम् ॥ ४ ॥**

(અર્થ) હે રાજન !!! હું પોતાના પ્રભાવવડે હવે તમને જ્ઞાનચક્ષુ અર્પુ છું કારણ આ તમારા દેહનાં ચર્મચક્ષુથી મારા અવ્યય અને વ્યાપક સ્વરૂપને કેવી રીતે

જોવાય !!! અર્થાત્ ચર્મચક્ષુ દેહદૃષ્ટિવાનોથી પરમાત્માના અભેદ અને વ્યાપક સ્વરૂપના મહત્વને સમજતું નથી.

॥ श्रीवेदव्यास उवाच ॥

**ततो राजा वरेण्यः स, दिव्यचक्षुरवैक्षत । ईशितुः परमं रूपं गजास्यस्य महाद्भुतम् ॥ ५ ॥**

( અર્થ ) શ્રીવેદવ્યાસ મહારાજ બોલ્યા—હે સુત !!! ત્યારપછી વરેણ્યરાજા ગજાસ્ય એવા પરમાત્માના અદ્ભુત દિવ્યરૂપ સ્વરૂપને જોવાને જ્ઞાનચક્ષુથી સમર્થ થયા અને તે એવી રીતે જોવા લાગ્યા કે-

**असंख्यवक्त्रं ललितमसंख्यांघ्रिकरं महत् । अनुलिप्तं सुगन्धेन दिव्यभूषांबरस्रजम् ॥ असंख्यनयनं कोटिसूर्यरश्मिधृतायुधम् ॥ ६ ॥**

(અર્થ) વરેણ્યરાજા જુએ છે તો અસંખ્ય તો જેમને મુખારવિંદ છે તથા શોભાયમાન એવા અસંખ્ય એવા

પગો અને હાથો છે. તથા સુગંધીથી ભરપુર એવાં દિવ્ય વસ્ત્રાભૂષણુ અંબર ધારણુ કર્યાં છે તથા અસંખ્ય તો આંખો છે જેમને તથા કરોડો સૂર્યના સમાન પ્રકાશીત આયુધને ધારણુ કરેલાં છે તે જેમણે.

**तद्वर्ष्मणि त्रयो लोका दृष्टास्तेन पृथग्विधाः । दृष्ट्वेश्वरं परं रूपं प्रणम्य स नृपोऽब्रवीत् ॥ ७ ॥**

(અર્થ) એવા ગજાનનના સ્વરૂપમાં જુદાજુદા પ્રકારના ત્રણેલોક જોવામાં આવ્યા. આવારીતે શ્રીગણેશ્વરનું સુંદરસ્વરૂપ જોઇને અત્યંત નમ્રતાપૂર્વક પ્રણામ કરતા શ્રીવરેણ્ય રાજાએ બોલવાનો આરંભ કીધો.

॥ वरेण्य उवाच ॥

**वीक्षेऽहं तव देहेऽस्मिन्देवानृषिगणान्पितॄन् । पातालानां समुद्राणां द्वीपानां चैव भूभृताम् ॥ ८ ॥**

(અર્થ) શ્રીવરેણ્ય રાજા કહે છે- હે પ્રભુ હું આપના આ મહત્ વ્યાપક સ્વરૂપરૂપી દેહમાં દેવતાઓ, ઋષિ-

ઓ, અને પીતૃદેવતાઓના સમહને જોઊ છું. તેમજ સાત પાતાલનો સાત સમુદ્રનો સાત દ્વિપોનો તેમ સાત પર્વતનો સમુહ જોઊ છું.

**वनर्षीणां सप्तकं च नानार्थैः संकुलं विभो । भुवोंतरिक्षं स्वर्गांश्च मनुष्योरगराक्षसान् ॥ ९ ॥**

(અર્થ) વળી સાત વનનો તથા સાત ઋષિઓનો ભેગોથએલો નાનાપ્રકારનો અનેક ભાવ પણ જોવામાં આવે છે તથા, પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ, મનુષ્યો, સર્પો, રાક્ષસો વિગેરે પણ આપના મહત્ સ્વરૂપ વ્યાપકમાં જણાય છે.

**ब्रह्मविष्णुमहेशेंद्रान्देवाजंतूननेकधा । अनाद्यनंतं लोकादिमनंतभुजशीर्षकम् ॥ १० ॥**

(અર્થ) વળી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, ઇન્દ્ર આદિ દેવતાઓ તથા તેવા અનેક જંતુઓને પણ જોઊ છું. વળી અનંત લોકાદિ યુકત તથા અનંત ભુજાવાળા અને

અન ત મુસ્તકવડે યુક્ત એવા અનાદિ સ્વરૂપને જોઉં છું.

प्रदीप्तानलसंकाशमप्रमेयं पुरातनम् । किरीटकुंडलधरं दुर्निरीक्ष्यं मुदावहम् ॥ ११ ॥

(અર્થ) વળી પ્રદીપ્ત અગ્નિ સમાન પ્રકાશમાન અને અપ્રમેય એટલે સનાતન પુરાતન સ્વરૂપે હું જોઉં છું. વળી માથાઉપર મુકુટ અને કાને કુંડલ પણ ધારણ કર્યાં છે છતાં સહેજમાં જોવાજતાં અત્યંત કઠિણતા લાગે છે.

एतादृशं च वीक्षे त्वां विशालवक्षसं प्रभुम् । सुरविद्याधरैर्यक्षैः किन्नरैर्मुनिमानुषैः ॥ १२ ॥

(અર્થ) વળી જેઓના વક્ષઃસ્થળ અત્યંત વિશાળ છે એવા પ્રભુને એવા પ્રકારે હું પોતાને જોઉં છું. દેવતા, વિદ્યાધર, યક્ષ, કિન્નર, મુનિઓ અને મનુષ્યો પણ જોઉં છું.

नृत्यद्भिरप्सरोभिश्च गंधर्वैर्गानतत्परैः । वसुरुद्रादित्यगणैः सिद्धैः साध्यैर्मुदायुतैः ॥ १३ ॥

(અર્થ) નૃત્યકરતી અપ્સરાઓ તથા ગાનકરતા ગંધર્વો પણ હું આપના સ્વરૂપમાં તત્પર જોઉં છું. તેમજ આઠવસુઓ, રૂદ્ર (એકાદશ) સાતવાર. આદિત્યનો સમૂહ, સિદ્ધ, તથા સાધ્ય એ સર્વવડે આપની સેવાથકી હું જોઉં છું.

सेव्यमानं महाभक्त्या वीक्ष्यमाणं सुविस्मितैः । वेत्तारमक्षरं वेद्यं धर्मगोप्तारमीश्वरम् ॥ १४ ॥

(અર્થ) અને મહાભક્તિવડે પૂર્વોક્ત એવા જે યોગીજનો એ દર્શન કરેલા એવા હું તમને વિસ્મરતાથી જોઉં છું. વળી આ તમારા સ્વરૂપને જ્ઞાતાજનો અક્ષર સ્વરૂપ (ૐકારસ્વરૂપ) જુએ છે, વળી જાણવા યોગ્યજ જાણે છે. તેમ સનાતન વેદ ધર્મના ગુપ્તરક્ષક ઇશ્વર સ્વરૂપે પણ માને છે.

**पातालानि दिशः स्वर्गान्भुवं व्याप्याखिलं स्थितम् । भीता लोकास्तथा चाहमेवं त्वां वीक्ष्य रूपिणम् ॥ १५ ॥**

(અર્થ) વળી આ સર્વ પાતાલ, સર્વ દિશાઓ, સ્વર્ગ, પૃથ્વી એ સર્વમાં આપશ્રીને સમગ્ર રૂપે વ્યાપક જુએ છે. હે ભગવન્ !!! આવા તમારા વિશ્વરૂપને જોઇને આ સર્વ વિશ્વ તથા હું પોતે પણ અત્યંત ભય પામેલો છું.

**नानादंष्ट्राकरालं च नानाविविशारदम् । प्रलयानलदीप्तास्यं जटिलं च नभःस्पृशम् । दृष्ट्वा गणेश तेरूपमहं भ्रांत इवाभवम् ॥ १६ ॥**

(અર્થ) હે પ્રભુ !!! કારણ કે આ આપના સ્વરૂપને જોતાં અનેક એવી ઝીણી ત્રીણી દાઢયો અર્થાત્ દાંતવડે મુખારવિંદ વિકરાલ દેખાય છે એવા હે નાના નાંના પ્રકારની વિદ્યાને જાણવાવાળા પ્રભુ પોતે દીસો છો. વળી પ્રલય-

ના અગ્નિ સમાન આ તમારા મુખને જોઇ તથા આપની જટા જે આકાશને સ્પર્શકરી રહી જણાય છે. હે ગણેશજી !!! તે આપના સ્વરૂપને જોઇને મને બહુજ ભ્રાન્તિ થાય છે.

**देवा मनुष्या नागाद्याः खलास्त्व-**
**दुदरेशयाः । नानायोनिभुजश्चांते**
**त्वय्येव प्रविशंति च ॥ १७ ॥**

(અર્થ) દેવતા, મનુષ્યો, નાગો, એવા અનેક ખલપ્રાણીઓ પણ આપના ઉદરમાં શયન કરી રહ્યા છે વળી અનેક યોનિઓ ભોગવી અંતે આપનામાં પ્રવેશ કરે છે એવા પ્રાણીઓને પણ જોઉ છું.

**अब्धेरुत्पद्यमानास्ते यथा जीमूत-**
**बिंदवः । त्वमिंद्रोग्निर्यमश्चैव निर्ऋ-**
**तिर्वरुणो मरुत् ॥ १८ ॥**

(અર્થ) જેવીરીતે સાગરમાંથી ઉત્પન્ન થયેલાં બરસાદનાં જલબિંદુ પુનઃ સાગરમાંજ લય જાય છે તેવીજરીતે ઇન્દ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ

વિગેરે પણ તમારાથીજ ઉત્પત્તિને પામીને અંતે તમારામાંજ લય થાય છે.

**गुह्यकेशस्तथेशानः सोमः सूर्योऽखिलं जगत् । नमामि त्वामतः स्वामिन्प्रसादं कुरु मेधुना ॥ १९ ॥**

(અર્થ) કુબેર તથા ઇશાન એટલે સદાશિવ, ચન્દ્રમા, સૂર્ય અને આ સમગ્ર જગત એ સર્વ તમારામાંજ તમે સ્વરૂપે જણાય છે. હે સ્વામિન્! તમને હું વારંવાર નમસ્કાર કરૂં છું. અને વિનંતી કરૂં છું કે હવે તમો મારાઉપર કૃપા કરો.

**दर्शयस्व निजं रूपं सौम्यं यत्पूर्वमीक्षितम् । को वेद लीलास्ते भूमन्क्रियमाणा निजेच्छया ॥ २० ॥**

(અર્થ) અને હવે મેં જેવું પૂર્વે જોયું હતું તેવું સૌમ્ય એટલે શાન્ત નિજ સ્વરૂપ હવે મને દર્શન કરાવો કારણ હે ગજાનન!!! સ્વેચ્છાપૂર્વક ક્રિડા કરવાવાળા

પ્રભુના સ્વરૂપની લીલાને કોણ જાણવાને સમર્થ છે ?? અર્થાત્ કોઇ જાણતાં નથી.

**अनुग्रहान्मया दृष्टमैश्वरं रूपमीदृशम् । ज्ञानचक्षुर्यतो दत्तं प्रसन्नेन त्वया मम ॥ २१ ॥**

(અર્થ) હે પ્રભુ !!! આપશ્રીની કૃપાવડે કરીને આ મહાન્ ઐશ્વર્યવાન પૂર્ણસ્વરૂપ મારાથી જોવાયું કે જે આપેજ કરૂણા કરીને જ્ઞાનચક્ષુ આપ્યા હતાં તે આપની પ્રસન્નતાવડેજ આ સર્વ જોવાયું છે અને જાણ્યું છે.

॥ श्रीगजानन उवाच ॥

**नेदं रूपं महाबाहो मम पश्यंत्ययोगिनः । सनकाद्या नारदाद्याः पश्यंति मदनुग्रहात् ॥ २२ ॥**

(અર્થ) એવા પ્રેમભર વરેણ્ય રાજાનાં વચન સાંભળીને શ્રીગજાનન બોલ્યા-હે મહાબાહો!!!યોગની મર્યાદા ન સેવનારા એવા ગુરૂસેવા વિમુખા રહેનારા જનો આ મારા સ્વરૂપને કદાપી પણ જાણતા નથી અર્થાત્ જોતા

નથી. જો કે મારી કૃપાવડેજ સનકાદિ, નારદાદિ માત્ર મારી કૃપાથી આ સ્વરૂપને જોઇશકયા છે.

**चतुर्वेदार्थतत्त्वज्ञाः पूर्णशास्त्रविशारदाः । यज्ञदानतपोनिष्ठा न मे रूपं विदंति ते ॥ २३ ॥**

(અર્થ) હે રાજન !!! ચાર વેદના અર્થને અને તત્વને જાણવાવાળા તથા સંપૂર્ણ શાસ્ત્રવેત્તાઓ તથા યજ્ઞ, દાન, અને તપ નિષ્ઠાવાળા પુરૂષો પણ આ મારા સ્વરૂપને જાણવાને સમર્થ નથી.

**शक्योहं वीक्षितुं ज्ञातुं प्रवेष्टुं भक्तिभावतः । त्यज भीतिं च मोहं च पश्य मां सौम्यरूपिणम् ॥ २४ ॥**

(અર્થ) હે રાજન !!! માત્ર ભકિતભાવવડેજ આ મારા સ્વરૂપને જાણવાને અને જોવાને શકિતમાન છે. અર્થાત્ મારી જે ભકિત કરે છે તેજ જોઇશકે છે. માટે હવે તમો ભીતિનો અને મોહનો ત્યાગ કરીને મારા શાન્ત સ્વરૂપને જુઓ.

**मद्भक्तो मत्परः सर्वसंगहीनो मदर्थकृत् । निष्क्रोधः सर्वभूतेषु समो मामेति भूभुज ॥ २९ ॥**

(અર્થ) હે રાજન !!! પૂર્ણ શ્રદ્ધાથી મારી ભક્તિ કરનાર તેમજ મારાજ શર્ણમાં રહેલો તથા સર્વ બાજુના અર્થાત્ ઇન્દ્રિઓ, મન, ચિત્ત, બુદ્ધિ, અહંકાર, આદિ દુષ્કૃત્યના સંગથી રહિત એવા મારાજ અર્થે સર્વકર્મ કરી મને અર્પણ કરનારો ક્રોધરહિત અને સર્વ ભૂતપ્રાણી માત્રમાં સમાન દૃષ્ટિથી રહેવાવાળોજ મને પ્રાપ્ત થાય છે.

**ॐ तत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतशास्त्रे श्रीमद्गणेशमहापुराणे उत्तरखण्डे बालचरित्रे श्रीगजाननवरेण्यसंवादे विश्वरूपदर्शनो नामाष्टमोऽध्यायः ॥ ८ ॥**



॥ श्रीगणेशाय नमः ॥ श्रीसद्गुरवे नमोनमः ॥

## ॥ अथ नवमोऽध्यायः ॥

॥ वरेण्य उवाच ॥

**अनन्यभावस्त्वां सम्यङ्मूर्तिमंतमुपासते । योऽक्षरं परमं व्यक्तं तयोः कस्ते मतोऽधिकः ॥ १ ॥**

(અર્થ) શ્રીવરેણ્ય રાજા બોલ્યા-હે ભગવન્ !!! તમારાવિષે અનન્યભાવ અર્થાત્ સર્વસ્વરૂપ તમને નિશ્ચયથી માનીને તમારી મૂર્તિમંત ઉપાસના કરે છે અને બીજીરીતે બીજાઓ તમને અક્ષરસ્વરૂપ, પરમ સ્વરૂપ તથા વ્યક્તસ્વરૂપથી ઉપાસે છે. આ બે મર્યાદામાં અધિક શું છે તે કૃપાકરી કહો.

**असि त्वं सर्ववित्साक्षी भूतभावन ईश्वरः । अतस्त्वां परिपृच्छामि वद मे कृपया विभो ॥ २ ॥**

(અર્થ) હે ઐશ્વર્યવાન પ્રભુ !!! તમો સર્વને જાણુ-

ત્રાવાળા અને સર્વના સાક્ષીસ્વરૂપ તથા જગતને ઊત્પન્ન કર્તા તૂર્યપાદ સ્વરૂપ ઈશ્વિરસ્વરૂપ છો જે કારણથી આપને પુછું છું તો કૃપાકરી કહો.

॥ श्रीगजानन उवाच ॥

**यो मां मूर्त्तिधरं भक्त्या मद्भक्तः परिसेवते । स मे मान्योऽनन्यभक्तिर्नियुज्य हृदयं मयि ॥ ३ ॥**

(અર્થ) શ્રીગજાનન બોલ્યા-હે રાજન !!! જે મારો ભક્ત પુરૂષ મારાવિષેની પ્રેમભક્તિથી મારી મૂર્તિ ધારણકરી મારી સેવા કરે છે એવો અનન્ય ભક્તિમાન કે જે પોતાના હૃદયમાં મારા સ્વસ્વરૂપને ધારણ કરે છે તે મને સર્વથા માન્ય છે.

**खगणं स्ववशं कृत्वाऽखिलभूतहितार्थकृत् । ध्येयमक्षरमव्यक्तं सर्वगं कूटगं स्थिरम् ॥ ४ ॥**

(અર્થ) હે રાજન !!! તેમજ જે પુરૂષ પોતાની સર્વ ઇન્દ્રિયોને વશ કરી સર્વપ્રાણીમાત્રનું હિત ઇચ્છતે

મારા અક્ષરસ્વરૂપ, અવ્યકતસ્વરૂપ, સર્વવ્યાપક સ્વરૂપ અને સ્થિર એવા કુટસ્થ (તૂર્યપાદરૂપઇશ્વર) સ્વરૂપનું ધ્યાન કરેછે.

**सोऽपि मामेत्य निर्देश्यं मत्परो य उपासते । संसारसागरादस्मादुद्धरामि तमप्यहम् ॥ ५ ॥**

( અર્થ ) એવો મત્પરાયણ થયેલો મને ઉપર પ્રમાણે જાતીગુણ રહિત માની મારી જે ઉપાસના કરેછે તેવા ભકતનો પણ હું જ આ સંસારસાગરથી ઊધ્ધાર કરૂં છું.

**अव्यक्तोपासनाद्दुःखमधिकं तेन लभ्यते । व्यक्तस्योपासनासाध्यं तदेवाव्यक्तभक्तितः ॥ ६ ॥**

( અર્થ ) હે રાજન !!! અવ્યકત ઉપાસના કરવાથી ઉપાસકને અધિક દુઃખ ભોગવવું પડે છે. વ્યકત સ્વરૂપની ઉપાસનાથી તેમ અવ્યકતસ્વરૂપની ઉપાસનાથી પણ હુંજ પ્રાપ્ત થાઉ છું.

**भक्तिश्चैवादरश्चात्र कारणं परमं मतम् । सर्वेषां विदुषां श्रेष्ठो ह्यकिंचिज्ज्ञोऽपि भक्तिमान् ॥ ७ ॥**

(અર્થ) હે રાજન !!! ઉપરની બન્ને ઉપાસનામાં મુખ્ય કારણ સ્વરૂપ આ આદરપૂર્વકની ભકિતજ છે. સર્વ વિદ્વત્તાવાન પુરૂષોમાં થોડું જાણવાવાળો પણ ભકિતમાન પુરૂષ શ્રેષ્ઠ જાણવો.

**भजन्भक्त्या विहीनो यः स चाण्डालोऽभिधीयते । चाण्डालोऽपि भजन्भक्त्या ब्राह्मणेभ्योऽधिको मम ॥ ८ ॥**

(અર્થ) હે રાજન !!! વિદ્વાન કે અવિદ્વાન પણ ભકિતવિહીન થઈ ફકત મારૂં ભજન કરે એટલે બાહ્યાડોળ બતાવે તો તે ચંડાલ સમાન છે અને ચંડાલ હોય પણ મારૂં ભકિતપૂર્વક ભજન કરે તો બ્રાહ્મણ જાતીથી મને ચંડાલ શ્રેષ્ઠ લાગે છે.

**शुकाद्याः सनकाद्याश्च पुरा मुक्ता**

हि भक्तिभः । भक्त्यैव मामनुप्राप्ता नारदाद्याश्चिरायुषः ॥ ९ ॥

( અર્થ ) હે રાજન !!! શુકદેવ, સનકાદિકને આદ્ય લઇને ઘણા ઋષિઓ ભક્તિવડેજ મુક્તસ્વરૂપ બન્યા છે અને લાંબા આયુષ્યવાળા નારદાદિઋષિજનો ભક્તિવડેજ મને પ્રાપ્ત થયા છે.

अतो भक्त्या मयि मनो निधेहि बुद्धिमेव च । भक्त्या यजस्व मां राजंस्ततो मामेव यास्यसि ॥ १० ॥

( અર્થ ) હે રાજન !!! એટલાજ માટે સર્વના કારણરૂપ ભક્તિવડેજ ભક્તજનોએ પોતાના મન અને બુદ્ધિને મારામાંજ સ્થિત કરવી. અને એવીરીતે કરી મારી ભક્તિવડે મારૂં પૂજન કરો જેથી તમે મનેજ પામશો.

असमर्थोऽर्पितुं स्वान्तमेवं मयि नराधिप । अभ्यासेन च योगेन ततो गन्तुं यतस्व माम् ॥ ११ ॥

(અર્થ) હે નરાધિપ !!! એવીરીતે મન તથા બુદ્ધિને મારાવિષે સ્થિત કરવામાં અસમર્થતા જણાય તો અભ્યાસથી અને યોગથી મને પ્રાપ્ત થવાનો યત્ન કરો.

**तत्रापि त्वमशक्तश्चेत्कुरु कर्म मदर्पणम् । ममानुग्रहतश्चैवं परां निर्वृतिमेष्यसि ॥ १२ ॥**

(અર્થ) તેમ કરવામાં પણ તમો અશક્ત હો તો જે કંઇ કર્મ કરો તે સર્વ કર્મ ૐતત્સત્ બ્રહ્માર્પણ બુદ્ધિથી મનેજ અર્પણ કરો એમ કરવાથી પણ મારા અનુગ્રહવડેજ પરમ નિર્વૃત્તિપદને પ્રાપ્ત થશો.

**अथैतदप्यनुष्ठातुं न शक्तोऽसि तदा कुरु । प्रयत्नतः फलत्यागं त्रिविधानां हि कर्मणाम् ॥ १३ ॥**

(અર્થ) અનુષ્ઠાન પૂર્વક કર્મ કરવાને પણ શક્તિમાન ન થાઓ તો પાછલ વર્ણવી ગયેલા ત્રણેપ્રકારનાં કર્મોનાં ફલને મહાપ્રયત્નથી ત્યાગ કરો.

**श्रेयसी बुद्धिरावृत्तेस्ततो ध्यानं परं मतम् । ततोऽखिलपरित्यागस्ततः शान्तिर्गरीयसी ॥ १४ ॥**

(અર્થ) હે રાજન !!! આ સર્વ મર્યાદામાં પ્રથમ તો મારેવિષે બુદ્ધિ સ્થિર કરવી શ્રેષ્ઠ છે, તેનાથી ધ્યાન શ્રેષ્ઠ છે, તેનાથી અખીલકર્મનો બ્રહ્માર્પણ બુદ્ધિથી પરિત્યાગ કરવો શ્રેષ્ઠ છે. અને તે સર્વથી અત્યંત શ્રેષ્ઠ શાન્તિ છે.

**निरहं ममताबुद्धिरद्वेषः करुणा-समः । लाभालाभे सुखेदुःखे माना-माने स मे प्रियः ॥ १५ ॥**

(અર્થ) અહંકાર અને મમતાવાળી બુદ્ધિ ન રાખવી, દ્વેષ ન કરવો, સમાન કરૂણાદૃષ્ટિ રાખવી. તથા લાભ, અલાભ, સુખ, દુઃખ, માન, અપમાન એ સર્વમાં સમાનતાથી રહેવું. એવો ભક્ત મને બહુ પ્રિય છે.

**यं वीक्ष्य न भयं याति जनस्तस्मान्न**

**च स्वयम् । उद्वेगभीः कोपमुद्भी रहितो यः स मे प्रियः ॥ १६ ॥**

(અર્થ) જેને જોવાથી પણ ક્રોધને ભય ઊત્પન્ન ન થાય, અને શા કાયુક્ત પણ ન થાય એવા ક્રોધ અને ઊદ્વેગ, તથા ભય વિગેરેથી જે રહિત છે, તેવા ભક્તજનો મને પ્રિય છે.

**रिपौ मित्रेऽथ गर्हायां स्तुतौ शोके समः समुत् । मौनी निश्चलधीभक्तिरसंगः स च मे प्रियः ॥ १७ ॥**

(અર્થ) શત્રુનેવિષે, મિત્રનેવિષે, નિંદાનેવિષે, સ્તુતિનેવિષે, અને શોકહર્ષ વિગેરેને વિષે જેનું ચિત્ત સમ આનંદરૂપ રહે છે એવો અસત્ય ન બોલનારો, સ્થિરબુદ્ધિમાન, અનન્ય ભક્તિ સેવા કરવાવાળો, અને સત્સંગતથી સંસારના કુસંગી પ્રાણીયોના સંગથી દૂર રહેવાવાળો અસંગી પુરૂષ મને અત્યંત પ્રિય છે.

**संशीलयति यश्चैनमुपदेशं मया कु-**

**तम् । स वंद्यः सर्वलोकेषु मुक्तात्मा मे प्रियः सदा ॥ १८ ॥**

(અર્થ) વળી આ મારા કરેલા ઉપદેશના વચનોમાં વિશ્વાસપૂર્વક સુશીલતાથી વિચાર કરવાવાળા છે તેવા પુરૂષો સર્વ લોકોમાં વંદન કરવા યોગ્ય છે અને તેજ મુક્તપુરૂષ છે અને તેજ મને સદા પ્રિય છે.

**अनिष्टाप्तौ च न द्वेष्टीष्टप्राप्तौ न च तुष्यति । क्षेत्रतज्ज्ञौ च यो वेत्ति॰ स मे प्रियतमो भवेत् ॥ १९ ॥**

(અર્થ) જે ભક્તિમાન પુરૂષ અનિષ્ટ પ્રાપ્તિમાં દ્વેષ કરતો નથી અને ઇષ્ટપ્રાપ્તિમાં જેને સંતોષ મનાયો નથી તેમ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને જે જાણે છે તે મને વિશેષ પ્રિય છે.

॥ वरेण्य उवाच ॥

**किं क्षेत्रं कश्च तद्वेत्ति किं तज्ज्ञानं गजानन । एतदाचक्ष्व मह्यं त्वं पृच्छते करुणाम्बुधे ॥ २० ॥**

( અર્થ ) એમ સાંભળી વરેણ્ય રાજા બોલ્યા-હે ગજાનન !!! ક્ષેત્ર એટલે શું ?? અને તેને જાણનાર કોણ છે? અને તેઓનું જ્ઞાન તે શું???તે હે કરૂણાસાગર પ્રભુ ! આપશ્રી કૃપાકરીને કહો.

॥ श्रीगजानन उवाच ॥

**पंचभूतानि तन्मात्राः पंच कर्मेन्द्रियाणि च। अहंकारो मनो बुद्धिः पंच ज्ञानेन्द्रियाणि च ॥ २१ ॥**

( અર્થ ) શ્રીગજાનન બોલ્યા-હે વરેણ્ય રાજન !!! પાંચભૂત (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ) પાંચ તન્માત્રા ( શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, ) પાંચ કર્મેન્દ્રિય, અહંકાર, મન, બુદ્ધિ, અને પાંચ જ્ઞાનેન્દ્રિય આ સર્વ સમુહ અને-

**इच्छाव्यक्तं धृतिद्वेषौ सुखदुःखे तथैव च। चेतनासहितश्चायं समूहः क्षेत्रमुच्यते ॥ २२ ॥**

( અર્થ ) ઇચ્છા, પ્રાગત્વ, ધીરજ, દ્વેષ, સુખ, દુઃખ એ સર્વ ચેતના સહિત જે આ સમુહ તે ક્ષેત્ર છે.

**तज्ज्ञं त्वं विद्धि मां भूप सर्वांतर्यामि-णं विभुम् । अयं समूहोऽहं चापि यज्ज्ञानविषयौ नृप ॥ २३ ॥**

(અર્થ) હે રાજન !!! હવે ઉપર વર્ણવેલા ક્ષેત્રને જાણનાર તે સર્વાંતર્યામીપણાથી વ્યાપક જ્ઞાનને જાણુ-વાવાળો અને આ સમુહને જાણુવાવાળો તે હું જ છું. એમ જાણો.

**आर्जवं गुरुशुश्रूषा विरक्तिश्चेन्द्रि-यार्थतः । शौचं क्षान्तिरदंभश्च जन्मादिदोषवीक्षणम् ॥ २४ ॥**

(અર્થ) તે જ્ઞાન જાણુનારની સ્થિતી એવી હોવી જોઇએ કે અત્યંત નમ્રતા, ગુરૂને પરમાત્માના અભેદથી તેમની સેવા સુશ્રુષા, ઇન્દ્રિઓના વિષયોથી વૈરાગ્ય, પવિત્રતા, ક્ષમા, પાખંડનો ત્યાગ અને જન્મમર્ણમાં દોષદૃષ્ટિ (મિથ્યાદૃષ્ટિ)

**समदृष्टिर्दृढा भक्तिरेकान्तित्वं शमो**

**दमः । एतैर्यश्च युतं ज्ञानं तज्ज्ञानं विद्धि बाहुज ॥ २५ ॥**

(અર્થ) તથા સર્વ જીવાત્માઓમાં સમાનતાથી જોવું, દૃઢભક્તિ, એકાંત નિવાસ, મનોનિગ્રહ, ઇન્દ્રિયનિગ્રહ એ સર્વનું યથાર્થ સમજવા જાણવપણું તેજ **જ્ઞાન** છે એમ હે નૃપતિ, જાણો.

**तज्ज्ञानविषयं राजन्ब्रवीमि त्वं शृणुष्व मे । यज्ज्ञात्वैति च निर्वाणं मुक्त्वा संसृतिसागरम् ॥ २६ ॥**

(અર્થ) હે રાજન!!!હવે તે જ્ઞાનવિષયને કહું છું તે તમે શ્રવણ કરો. કે તે જ્ઞાનસ્વરૂપનો વિચાર કરવાથી આ સંસારસાગરથી તરીને નિર્વાણ મુક્તિને પામશો.

**यदनादीन्द्रियैर्हीनं गुणभुग्गुणवर्जितम् । अव्यक्तं सदसद्भिन्नमिन्द्रियार्थावभासकम् ॥ २७ ॥**

(અર્થ) હે નૃપ !!! જે પરમાત્મા પુરૂષ અનાદિ,

ઇન્દ્રિઓથી રહિત, ત્રણે ગુણને ભોગવનાર ત્રિગુણાત્મક તેમજ ત્રણગુણથી રહિત ત્રિગુણાતીત અવ્યક્ત સ્વરૂ-પ ( તૂર્યસ્વરૂપ ) તેમજ સત્ અસત્થી રહિત (સમસ્વ-રૂપ) તથા ઇન્દ્રિઓના અર્થ- વિષયભાવને પ્રકાશ કરવાવાળો છે.

**विश्वभृच्चाखिलव्यापि त्वेकं नानेव भासते । बाह्याभ्यन्तरतः पूर्णमसंगं तमसः परम् ॥ २८ ॥**

( અર્થ ) તથા આ અખીલ વિશ્વનું ભરણપોષણ કરનાર વિશ્વવ્યાપક તથા પોતે એક છતાં અનેકરૂપે ભાસતો, તથા બાહ્ય તથા અંતરમાં સર્વગત વ્યાપ્ત એવો પૂર્ણ તથા સર્વમાંછતાં અસંગ તથા અંધકાર ( માયા ) થી રહિત એવો શ્રેષ્ઠ છે.

**दुर्ज्ञेयं चातिसूक्ष्मत्वाद्दीप्तानामपि भासकम् । ज्ञेयमेतादृशं विद्धि ज्ञान-गम्यं पुरातनम् ॥ २९ ॥**

( અર્થ ) તથા જે અતિ સુક્ષ્મમાં સુક્ષ્મ હોવાથી

જેને જોઉવાનું અતિ કઠીન છે. તથા ઊદ્યોતને પણ પ્રકાશ કરવાવાળો, એવીરીતના જ્ઞાનવિચારથી જણાતો એવો પુરાતન **જ્ઞેય** સ્વરૂપ પરબ્રહ્મ છે. એમ જાણવું.

**एतदेव परं ब्रह्म ज्ञेयमात्मा परोऽव्ययः । गुणान्प्रकृतिजान्भुंक्ते पुरुषः प्रकृतेः परः ॥ ३० ॥**

(અર્થ) એવાપ્રકારે તે જ્ઞેય પરમાત્માજ પરબ્રહ્મ આત્મા સ્વરૂપ પર અને અવ્યય છે એવો તે પ્રકૃતિ (માયા) ના ગુણોને ભોગવનારો પુરૂષરૂપ છતાંપણ તે પુરૂષ અને પ્રકૃતિથી સદા એ પર એટલે શ્રેષ્ઠ છે.

**गुणैस्त्रिभिरियं देहे बध्नाति पुरुषं दृढम् । यदा प्रकाशः क्षान्तिश्च वृद्धे सत्त्वे तदाधिकम् ॥ ३१ ॥**

(અર્થ) ઉપર બતાવેલી માયા પ્રકૃતિ પોતાના ત્રણગુણવડે તે પુરૂષરૂપને દેહને વિષે દૃઢ બંધનથી બાંધે છે. પણ જ્યારે સત્વગુણ અત્યંત વધે છે ત્યારેજ

ઉપર બતાવેલો જ્ઞાનનો પ્રકાશ અને શાન્તિ પ્રાપ્ત થાય છે.

**लोभोऽशमः स्पृहारंभः कर्मणां रजसो गुणः । मोहोऽप्रवृत्तिश्चाज्ञानं प्रमादस्तमसो गुणः ॥ ३२ ॥**

(અર્થ) લોભ, મનનું વિષયોમાં પ્રવર્ત્તથવું, સ્પૃહા, અને કર્મોનો આરંભ એ રજોગુણનો ધર્મ છે. તથા મોહ-ની પ્રવૃત્તિ, હું આત્મા છું એવા ભાનથી રહિત તે અજ્ઞા-ન પ્રમાદ એટલે આલસ્યરૂપ ગર્વ એ સર્વ તમોગુણ છે.

**सत्त्वाधिकः सुखं ज्ञानं कर्मसंगं रजोऽधिकः । तमोऽधिकश्च लभते निद्रालस्यं सुखेतरत ॥ ३३ ॥**

(અર્થ) સત્વગુણની વૃદ્ધિથી સત્ય સુખ અને જ્ઞાન ઉત્પન્ન થાય છે. રજોગુણની વૃદ્ધિથી કર્મની વૃદ્ધિ થાય છે તેમજ તમોગુણની વૃદ્ધિથી નિદ્રા આલસ્ય અને સુખ-રહિત દુઃખની વૃદ્ધિ થાય છે.

**एषु त्रिषु मयूखेषु मुक्तिसंसृतिदुर्ग-**

**तीः । प्रयान्ति मानवा राजंस्त-स्मात्सत्त्वयुतो भव ॥ ३४ ॥**

(અર્થ) હે રાજન !!! એમ ત્રણે ગુણ સત્વ, રજ, અને તમ એવા ત્રણેગુણની વૃદ્ધિથી અનુક્રમે મોક્ષ, સંસાર, અને દુર્ગતિ એટલે નરકનીજ પ્રાપ્તિ થાય છે. એટલાજ માટે માણસોએ હમેશાં સત્વગુણની વૃદ્ધિ ઇચ્છવી.

**ततश्च सर्वभावेन भज त्वं मां नरे-श्वर । भक्त्या चाव्यभिचारिण्या सर्वत्रैव च संस्थितम् ॥ ३५ ॥**

(અર્થ) હે નરેશ્વર !!! તેટલાજ માટે સર્વ ભાવવડે તમે મારૂંજ ભજન કરો કેમકે અવ્યભિચારિણી એટલે અનન્યભાવરૂપ ભક્તિથી હું જ આ સર્વત્ર સ્વરૂપે સ્થિત રહેલો છું.

**अग्नौ सूर्ये तथा सोमे यच्च तारासु संस्थितम् । विदुषि ब्राह्मणे तेजो वि-द्धि तन्मामकं नृप ॥ ३६ ॥**

( અર્થ ) હે નૃપ !!! અને તે એવીરીતે કે અગ્નિમાં, સૂર્યમાં, ચંન્દ્રમામાં, અનંત એવા તારાગણુમાં તથા વિદ્વાનોમાં, બ્રાહ્મણોમાં, તેજ સ્વરૂપે હુંજ પોતે છું. એમ જાણો.

**अहमेवाखिलं विश्वं सृजामि विसृजामि च । औषधीस्तेजसा सर्वा विश्वं चाप्याययाम्यहम् ॥ ३७ ॥**

( અર્થ)હે રાજન !!! હું આ અખીલ વિશ્વને ઊત્પન્ન કરીને સંહારપણ હુંજ કરૂં છું, અને તેજ મારા મહત્વભરેલા સ્વપ્રકાશથી ઔષધીરૂપ અને અન્નરૂપવડે પાલન પણ કરૂં છું.

**सर्वेन्द्रियाण्यधिष्ठाय जाठरं च धनंजयम् । भुनज्मि चाखिलान्भोगान्पुण्यपापविवर्जितः ॥ ३८ ॥**

( અર્થ ) હે રાજન !!! આ સર્વ ઇન્દ્રિઓના અધિષ્ઠાનરૂપે તથા જઠરમાં ધનંજય નામના જઠરાગ્નિ રૂપથી પાપપુણ્યરહિત સ્વરૂપે સમગ્ર એવા ભોગોને હું ભોગવું છું.

**अहं विष्णुश्च रुद्रश्च ब्रह्मा गौरी गणेश्वरः । इन्द्राद्या लोकपालाश्च ममैवांशसमुद्भवाः ॥ ३९ ॥**

(અર્થ) હુંજ વિષ્ણુ છું, હુંજ રૂદ્ર છું, હુંજ બ્રહ્મા છું, હુંજ ગૌરીસ્વરૂપ છું, હુંજ ગણેશ્વર સ્વરૂપે છું. અને આ સર્વ ઇન્દ્રાદિ લોકપાલો પણ મારાજ અંશ છે. અને મારાથીજ ઉત્પન્ન થયા છે.

**येनयेन हि रूपेण जनो मां पर्युपासते । तथातथा दर्शयामि तस्मै रूपं सुभक्तितः ॥ ४० ॥**

(અર્થ) એટલે જેજે સ્વરૂપવડે માણસો મારી ઉપાસના ભક્તિસેવા કરે છે તેમ તેમ તેમના ભક્તિના પ્રભાવરૂપે હુંજ તેમને તેતે રૂપે દર્શન આપું છું.

**इति क्षेत्रं तथा ज्ञाता ज्ञानं ज्ञेयं मयेरितम् । अखिलं भूप ते सम्यगुपपन्नाय पृच्छते ॥ ४१ ॥**

(અર્થ) એ પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય સ્વરૂપના તમારા પુછેલાં સમગ્ર પ્રશ્નોના યથાર્થ ઊત્તર તમોને આપેલા છે.

ॐ तत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीगणेशपुराणे उत्तरखण्डे श्रीगजाननवरेण्यसंवादे क्षेत्रज्ञातृज्ञेयविवेकयोगो नाम नवमोऽध्यायः ॥ ९ ॥



॥ ॐ श्रीगणेशाय नमः श्रीसद्गुरवे नमोनमः ॥

# अथ अध्याय १० मो.

॥ श्रीगजानन उवाच ॥

**दैव्यासुरी राक्षसी च प्रकृतिस्त्रिविधा नृणाम्। तासां फलानि चिह्नानि संक्षेपात्तेऽधुनाऽब्रुवे ॥ १ ॥**

( અર્થ ) શ્રી ગજાનન બોલ્યા-હે રાજન !!! મનુષ્યોની દૈવી, આસુરી અને રાક્ષસી એવી ત્રણ પ્રકારની પ્રકૃતિ ગણાય છે તેનાં ફળ અને ચિન્હો સંક્ષેપથી હમણા તમને કહું છું. તે શ્રવણ કરો.

**आद्या संसाधयेन्मुक्तिं द्वे परे बंधनं नृप। चिह्नं ब्रवीमि चाद्यायास्तन्मे निगदतः शृणु ॥ २ ॥**

( અર્થ ) આદ્ય એવી દૈવી પ્રકૃતિ મુક્તિને પ્રાપ્ત

કરનાર છે અને પછીની બે પ્રકૃતિ મનુષ્યને બંધન કરનાર છે માટે હવે હે રાજન !!! પહેલાં દૈવી પ્રકૃતિનું ચિન્હ કહું છું તે શ્રવણ કરો કે.

**अपैशून्यं दया क्रोधश्चापल्यं धृतिरार्जवम् । तेजोऽभयमहिंसा च क्षमा शौचममानिता ॥ ३ ॥**

(અર્થ) ચાડી ચુગલીથી રહિત, દયા, ક્રોધ રહિત, ચપળતા એટલે હુશીયારી ધીરજ આર્જવ (સરળતા) મહત્વ, અભય, અહિંસા, ક્ષમા, પવિત્રતા અને નિરભીમાનતા–

**इत्यादि चिह्नमाद्याया आसुर्याः शृणु सांप्रतम् । अतिवादोऽभिमानश्च दर्पोऽज्ञानं सकोपता ॥ ४ ॥**

(અર્થ) એટલા ચિન્હ આદ્ય એવી દૈવી પ્રકૃતિનાં છે. આવા સદગુણુ જેનામાં હોય તે માણુસ દૈવી પ્રકૃતિવાળો છે એમ જાણવું. હવે આસુરી પ્રકૃતિનાં લક્ષણ

એવાં સમજવા કે વધારે વાદવિવાદ, અભિમાન, ગર્વ, અજ્ઞાન અને ક્રોધ.

**आसुर्या एवमाद्यानि चिह्नानि प्रकृतेर्नृप । निष्ठुरत्वं मदो मोहोऽहंकारो गर्व एव च ॥ ५ ॥**

(અર્થ) હે રાજન !!! એટલાં લક્ષણ આસુરી પ્રકૃતિના માણસોનાં છે. હવે કઠોરતા મદ મોહ ભરેલો અહંકાર અને ગર્વ (છાકટાપણું) અથવા ઊન્મત્તતા-

**द्वेषो हिंसाऽदया क्रोध औद्धत्यं दुर्विनीतता । अभिचारीककर्तृत्वं क्रूरकर्मरतिस्तथा ॥ ६ ॥**

(અર્થ) દ્વેષ, હિંસા, નિર્દયતા, ક્રોધ, ઊદ્ધતાઇ, વિવેકહીન અવિવેક. બીજાનો નાશ કરવાનાં કર્મોમાં પ્રીતી તથા કુરકર્મ કરવામાં પ્રીતી.

**अविश्वासः सतां वाक्येऽशुचित्वं**

**कर्महीनता । निंदकत्वं च वेदानां भक्तानामसुरद्विषाम् ॥ ७ ॥**

(અર્થ) સંતસદ્‌ગુરૂના વાક્યમાં અવિશ્વાસ, અપવિત્રતા, કર્મહિનપણું (સ્નાનસંધ્યા દેવાર્ચનાદિકમાં અભાવ) વેદોનું નિંદવાપણું, ભક્તપુરૂષોનું નિંદવાપણું તેમ અસુરનો દ્વેષકરનારા દેવતાઓનું નિંદવાપણું.

**मुनिश्रोत्रियविप्राणां तथा स्मृतिपुराणयोः । पाखंडवाक्ये विश्वासः संगतिर्मलिनात्मनाम् ॥ ८ ॥**

(અર્થ) મહામુની અને કર્મકાંડી બ્રાહ્મણોનું તેમજ સ્મૃતિ પુરાણુની નિંદાકરવાપણું તેમજ પાખંડી જનોનાં ધૂર્તતા ભરેલાં વાક્યોમાં વિશ્વાસ રાખવાપણું. તથા વિષયાસક્ત મહામલિન પુરૂષ સ્ત્રીઓની સંગતી.

**सदंभकर्मकर्तृत्वं स्पृहा च परवस्तुषु । अनेककामनावत्त्वं सर्वदाऽनृतभाषणम् ॥ ९ ॥**

(અર્થ) ડોળ ઘાલુ દંભભરેલાં કર્મના કર્ત્તાપણાનો દેખાવ કરવો, બીજાઓની વસ્તુઓમાં ઇચ્છા અને અનેક અનેક કામનાઓમાં તર્કભાવની ઇચ્છઓ. અને ડગલે ડગલે અસત્યં ભાષણુ બોલવું.

**परोत्कर्षासहिष्णुत्वं परकृत्यपराहृतिः । इत्याद्या बहवश्चान्ये राक्षस्याः प्रकृतेर्गुणाः ॥ १० ॥**

( અર્થ ) અન્યની ઊત્કર્ષતાની અસહનતા બીજાના કૃત્યનો વિનાશ ઇચ્છી પોતાની મહત્તા બતાવવી ઇત્યાદી બીજા બહુએ લક્ષણો રાક્ષસી પ્રકૃતિના ગુણો છે.

**पृथिव्यां स्वर्गलोके च परिवृत्य वसन्ति ते । मद्भक्तिरहिता लोका राक्षसीं प्रकृतिं श्रिताः ॥ ११ ॥**

( અર્થ ) પૃથ્વી અને સ્વર્ગ લોકને વિષે અર્થાત ત્રણુલોકે પ્રકૃતિજન્ય હોવાથી ઉપર પ્રમાણે ત્રણે પ્રકૃતિના ગુણોથી તે વેષ્ટિત છે અને જે મારી ભકિતથી બિમુખ છે તેતો અવશ્ય રાક્ષસી પ્રકૃતિનેજ પામે છે.

**तामसीं ये श्रिता राजन्यान्ति ते गौरवं ध्रुवम् । अनिर्वाच्यं च ते दुःखं भुंजते तत्र संस्थिताः ॥ १२ ॥**

(અર્થ) દૈવીપ્રકૃતિ સાત્વીકી છે આસુરી પ્રકૃતિ રાજસી છે અને આ રાક્ષસી પ્રકૃતિ તે તામસી છે તેનો આશ્રય કરીને જે પુરૂષ તેને પ્રાપ્તથાય છે તે નિશ્ચયથી રૌરવ નામા નર્કમાં પડે છે. અને અવર્ણનીય દુઃખ ભોગવે છે.

**दैवान्निःसृत्य नरकाज्जायंते भुवि कुब्जकाः । जात्यन्धाः पंगवो दीना हीनजातिषु ते नृप ॥ १३ ॥**

( અર્થ ) કદાપી દૈવયોગે નરકથી નીકળીને પૃથ્વીમાં અવતરે છે તોપણ તે મનુષ્ય કુબડો, જન્માંધ, પાંગળો, ગરીબ, અને હીનજતીમાંજ અવતરે છે.

**पुनः पापसमाचारा मय्यभक्ताः पतन्ति ते । उत्पतन्ति हि मद्भक्ता यां कांचियोनिमाश्रिताः ॥ १४ ॥**

(અર્થ) આવી સ્થિતીમાં મારી ભક્તિ ન કરવાવડે ત્યાં વારંવાર પાપકર્મ કરીકરી અંતે પતિતજ થાય છે પણ જે મારો ભક્ત હોય તો તે ગમેતે યોગીમાં અવતાર પામેલો હોય છતાં ભક્તિના પ્રતાપથી નાશ પામતો નથી અને અંતે ઊદ્ધાર થાય છે.

**लभन्ते स्वर्गतिं यज्ञैरन्यैर्धर्मैश्च भूमिप । सुलभास्ताः सकामानां मयि भक्तिः सुदुर्लभा ॥ १५ ॥**

(અર્થ) હે ભૂપતિ !!! યજ્ઞાદિવડે અથવા અન્ય ધર્માચરણથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે અને તે સકામી પુરૂષોને સુલભ છે. પણ મારી ભક્તિ થવી તો અત્યંતજ દુર્લભજ છે. કેમકે ભક્તિ જન્મમર્ણના બંધનથી મુક્ત કરનાર છે.

**विमूढा मोहजालेन बद्धाः स्वेन च कर्मणा । अहं हंता अहं कर्त्ता अहं भोक्तेति वादिनः ॥ १६ ॥**

(અર્થ) મૂર્ખલોક મોહજાલના અંધકારથી પોતા-

નાજ કર્મવડે સંસારબંધનથી બંધાય છે. અને મિથ્યા વિવાદ કરવાવાળા માણુસો હું જ નાશકરનાર, હું જ કરનાર, હું જ ભોગવનાર એમ બોલે છે.

**अहमेवेश्वरः शास्ता अहं वेत्ता अहं सुखी । एतादृशी मतिर्नृणामधः पातयतीह तान् ॥ १७ ॥**

(અર્થ) હું જ ઇશ્વર અને હું જ બોધક અને હું જ જાણવાવાળો હું જ સુખી છું એવા પ્રકારની બુદ્ધિજ તેવા વિચારના માણુસોને અવશ્ય નરકમાંજ નાખનારી છે.

**तस्मादेतत्समुत्सृज्य दैवीं प्रकृतिमाश्रय । भक्तिं कुरु मदीयां त्वमंनिशं दृढचेतसा ॥ १८ ॥**

(અર્થ) હે રાજન !!! એટલાજ માટે આવી અવિચારી રાક્ષસી પ્રકૃતિનો ત્યાગકરીને સાત્વીક એવી દેવી પ્રકૃતિનો આશ્રય કરો અને દીવસરાત્રી દૃઢચિત્ત વડે મારી ઉપર બતાવેલી ભક્તિનો આશ્રય કરો.

**सापि भक्तिस्त्रिधा राजन्सात्त्विकी राजसीतरा । यद्देवान्भजते भक्त्या सात्त्विकी सा मता शुभा ॥ १९ ॥**

(અર્થ) હે રાજન !!! આ મારી ભકિત પણ સાત્વીકી, રાજસી, તામસી. એવા ત્રણ પ્રકારની છે જે ભકિતવડે માત્ર દેવોનુંજ યજનપૂજન થાય છે તે ભકિત શુભકર્ત્તા સાત્વિકી છે એમ મારો મત છે.

**राजसी सा तु विज्ञेया भक्तिर्जन्ममृतिप्रदा । यद्यक्षांश्चैव रक्षांसि यजन्ते सर्वभावतः ॥ २० ॥**

(અર્થ) હે નૃપ !!! રાજસી ભકિત વારંવાર જન્મ મર્ણને આપવાવાળી છે. કેમકે સકામી છે. આ રાજસી ભકિત યક્ષ અને રાક્ષસોને પૂર્ણભાવથી ભજાવે છે અર્થાત્ તેવાઓને પોતાના પૂજ્ય અને ફલદાતા માને છે.

**वेदेनाविहितं क्रूरं साहंकारं सदंभकम् । भजन्ते प्रेतभूतादीन्कर्म कुर्वन्ति कामुकम् ॥ २१ ॥**

(અર્થ) વેદવિધિથી રહિત, ક્રુર, અહંકાર યુક્ત. પાખંડયુક્ત. ભુતપ્રેતાદિને પૂજાવાવાળી આ તામસી ભક્તિ સકામ ઇચ્છાનું કર્મકરીનેજ ભજે છે. ભતપ્રેતાદિને વશકરી પોતાની ઇચ્છાઓ પૂર્ણ કરવાને ભક્તિ થતી હોય તો તે રાક્ષસી તામસી ભક્તિ જાણુવી.

**शोषयन्तो निजं देहमन्तःस्थं मां दृढाग्रहाः । तामस्येतादृशी भक्ति-र्नृणां सा निरयप्रदा ॥ २२ ॥**

(અર્થ) આ તામસી ભક્તિ પોતાના દેહનું શોષણ કરે છે, અને અંતઃકરણમાં મારેવિષે દૃઢાગ્રહ પણ રાખે છે એ પ્રમાણેની તામસી ભક્તિ મનુષ્યોને નરકપ્રાપ્તિ કરાવનાર છે.

**कामो लोभस्तथा क्रोधो दंभश्चत्वार इत्यमी । महाद्वाराणि वीचीनां तस्मादेतांस्तु वर्जयेत् ॥ २३ ॥**

(અર્થ) કામ, ક્રોધ, લોભ, તથા દંભ આ ચાર દ્વાર નરકનાજ છે તે માહાદ્વારો મારાકૃતે નર્કમાંજ

જાય છે માટે આ ચાર માર્ગનો સદંતર ત્યાગ કરવો જોઇએ.

ॐ तत्सदिति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीगणेशपुराणे उत्तरखंडे श्रीगजाननवरेण्यसंवादे उपदेशयोगो नाम दशमोऽध्यायः ॥ १० ॥



ॐ श्रीगणेशाय नमः ॥ श्रीसद्गुरवे नमोनमः ॥

# अध्याय ११ मो.

॥ श्रीगजानन उवाच ॥

**तपोऽपि त्रिविधं राजन्कायिकादिप्रभेदतः । ऋजुतार्जवशौचानि ब्रह्मचर्यमहिंसनम् ॥ १ ॥**

(અર્થ) ગજાનન બોલ્યા-હે રાજન !!! કાયીક વાચિક અને માનસિક એ પ્રકારે તપ ત્રણ પ્રકારનું છે ઋજુતા એટલે સત્યતા, સરળતા, પવિત્રતા, બ્રહ્મચર્ય અને અહિંસા.

**गुरुविज्ञद्विजातीनां पूजनं चासुरद्विषाम् । स्वधर्मपालनं नित्यं कायिकं तप ईदृशम् ॥ २ ॥**

(અર્થ) સદ્ગુરૂ, પંડીતજનો અને બ્રાહ્મણો તથા દેવતાઓનું પૂજન કરવું. તથા હમેશાં સનાતન ધર્મનું પાલન કરવું. એ સર્વને કાયિકતપ કહેવાય છે.

**मर्मास्पृक्च प्रियं वाक्यमनुद्वेगं हितं ऋतम् । अधीतिर्वेदशास्त्राणां वाचिकं तप ईदृशम् ॥ ३ ॥**

(અર્થ) મનને સારૂલાગે એવું મર્મયુક્ત પ્રિયવચન બોલવું. ઉદ્વેગવિના હિતકારી અને સત્યભાષણ બોલવું તથા વેદવિગેરે શાસ્ત્રોનું અવલોકન કરવું. એ સર્વને વાચિક તપ કહેવાય છે.

**अन्तःप्रसादः शान्तत्वं मौनमिन्द्रियनिग्रहः । निर्मलाशयता नित्यं मानसं तप ईदृशम् ॥ ४ ॥**

(અર્થ) પ્રસન્નતા ભરેલું અંતઃકરણ, શાન્તિ, મૌન, જીતેન્દ્રિયપણું તથા સદાસર્વદા નિર્મલભાવ એ સર્વ માનસીકતપ કહેવાય છે.

**अकामतः श्रद्धया च यत्तपः सात्त्विकं च तम् । ऋद्ध्यै सत्कारपूजार्थं सदंभं राजसं तपः ॥ ५ ॥**

(અર્થ) નિષ્કામ અને શ્રદ્ધા સહિત જે તપ કરવામાં આવે છે તેને સાત્વિક તપ કહે છે તથા યજન પૂજનના નિમિત્તથી ઐશ્વર્યયુક્ત તથા પાખંડસહિત માત્ર સત્કાર મેળવવાના તપને રાજસી તપ કહે છે.

**तदस्थिरं जन्ममृती प्रयच्छति न संशयः । परात्मपीडकं यच्च तपस्तामसमुच्यते ॥ ६ ॥**

(અર્થ) આ રાજસી તપ અસ્થિરતા અને જન્મમરણને નિઃસંશય આપે છે હવે જે તપથી અન્ય જીવાત્માઓને પીડા થાય તેને તામસી તપ કહેવાય છે.

**विधिवाक्यप्रमाणार्थं सत्पात्रे देशकालतः । श्रद्धया दीयमानं यद्दानं तत्सात्त्विकं मतम् ॥ ७ ॥**

(અર્થ) વિધિવાક્ય યુક્ત તથા વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણના પ્રમાણપૂર્વક તથા દેશકાળને અનુસરીને જે દાન સત્પાત્રને વિષે શ્રદ્ધાપૂર્વક આપવામાં આવેછે તેને સાત્વિક દાન કહેવાય છે.

उपकारं फलं वापि कांक्षद्भिर्दीयते नरैः । क्लेशतो दीयमानं वा भक्त्या राजसमुच्यते ॥ ८ ॥

(અર્થ) ઉપકાર અને ફલની ઇચ્છા યુક્ત જે મનુષ્ય દાન કરેછે તથા ક્લેશયુક્ત ભક્તિવડે જે દાન થાયછે તેને રાજસ દાન કહેવાય છે.

अकालदेशतोऽपात्रेऽवज्ञया दीयते तु यत् । असत्काराच्च यद्दत्तं तद्दानं तामसं स्मृतम् ॥ ९ ॥

(અર્થ) દેશકાલથી રહિત, કુપાત્રને વિષે તથા અવજ્ઞતાવડે સત્કારહીન જે દાન કરવામાં આવેછે તે દાનને તામસી દાન કહેવાય છે.

ज्ञानं च त्रिविधं राजञ्छृणुष्व स्थिर-चेतसा । त्रिधा कर्म च कर्त्तारं ब्रवीमि ते प्रसंगतः ॥ १० ॥

(અર્થ) હે રાજન !!! સ્થિર ચિત્તવડે શ્રવણકરો કે **જ્ઞાન** પણ ત્રણપ્રકારનું છે તેમ કર્મના પણ ત્રણપ્રકાર છે તથા કર્ત્તા એટલે કર્મ કરનાર મનુષ્ય પણ ત્રણ પ્રકારના છે તે પ્રસંગ તમને કહું છું.

**नानाविधेषु भूतेषु मामेकं वीक्षते तु यः । नाशवत्सु च नित्यं मां तज्ज्ञानं सात्त्विकं नृप ॥ ११ ॥**

(અર્થ) જે પુરૂષ અનેક પ્રકારના ભૂતપ્રાણીમાત્રમાં મને એક અને અવિનાશી જાણે છે અને સર્વ આ નાના પ્રકારનું તે નાશવંત છે એવું તે સાત્વિક જ્ઞાન કહેવાય છે.

**तेषु वेत्ति पृथग्भूतं विविधं भावमाश्रितः । मामव्ययं च तज्ज्ञानं राजसं परिकीर्तितम् ॥ १२ ॥**

(અર્થ) તે પંચભૂત પ્રાણીમાત્રોમાં મને પ્રથક્ પ્રથક્

જાણી મારા અનેકભાવ માની જે મારો આશ્રયકરે છે છતાં મને અન્યય જાણે છે તે રાજસી જ્ઞાન કહેવાય છે.

**हेतुहीनमसत्यं च देहात्मविषयं च यत् । असदर्थाल्पविषयं तामसं ज्ञानमुच्यते ॥ १३ ॥**

(અર્થ) હેતુ વિનાનું અસત્ય અને દેહ તથા આત્માને એક માનવું. (આત્માને દેહરૂપેજ જાણવો) જુઠા અને અલ્પ એવા અર્થના વિષયમાં ગુંગળાયા કરવું. એ તામસી જ્ઞાન કહેવાય છે.

**भेदतस्त्रिविधं कर्म विद्धि राजन्मयेरितम् । कामनाद्वेषदंभैर्यद्रहितं नित्यकर्म यत् ॥ १४ ॥**

(અર્થ) હે રાજન !!! સાત્વીક, રાજસી, અને તામસી એવા ત્રણપ્રકારનાં કર્મ છે જે કર્મ કામનારહિત, દ્વેષરહિત, પાખંડરહિત, જે નિત્યકર્મ છે.

**कृतं विना फलेच्छां यत्कर्म सात्विक-मुच्यते । यद्बहुक्लेशतः कर्म कृतं यच्च फलेच्छया ॥ १५ ॥**

(અર્થ) અને ફળની ઇચ્છા શિવાય જે કર્મ કરાય છે તે કર્મને સાત્વિક કર્મ કહેવાય છે વળી જે કર્મ બહુજ ક્લેશવડે કરીને તથા ફલની અપેક્ષા રાખીને કરાય છે.

**क्रियमाणं नृभिर्दंभात्कर्म राजसमुच्यते । अनपेक्ष्य स्वशक्तिं यदर्थक्षयकरं च यत् ॥ १६ ॥**

(અર્થ) અને પાખંડ વિચાર યુક્ત જે કર્મો કરાય છે તેને રાજસી કર્મ કહેવાય છે વળી પોતાની શક્તિથી રહિત. તથા અર્થનું ક્ષયકારક જે કર્મ કરવામાં આવે છે.

**अज्ञानात्क्रियमाणं यत्कर्म तामस-**

मीरितम् । कर्त्तारं त्रिविधं विद्धि कथ्यमानं मया नृप ॥ १७ ॥

(અર્થ) તથા કેવલ અજ્ઞાન અવિચાર યુક્ત જે કર્મ કરાય છે તે કર્મ તામસી કર્મ છે. હે રાજન !!!હવે કર્ત્તા પણ ત્રણુપ્રકારનાજ છે તે તમને કહું છું.

धैर्योत्साही समोऽसिद्धौ सिद्धौ चाविक्रियस्तु यः । अहंकारविमुक्तो यः स कर्ता सात्त्विको नृप ॥ १८ ॥

(અર્થ) હે રાજન ! ધીરજવાન, ઊત્સાહી તથા સિદ્ધિ અસિદ્ધિમાં સમાનતાવાળા વિકાર અને અહંકાર રહિત કર્મ કરનારને સાત્વિક કર્ત્તા કહેવાય છે.

कुर्वन्हर्षं च शोकं च हिंसां फलस्पृहां च यः । अशुचिर्लुब्धको यश्च राजसोऽसौ निगद्यते ॥ १९ ॥

( અર્થ ) જે મનુષ્ય હર્ષ અને શોકને આધિન રહી કર્મ કરે છે હિંસા અને ફળને વિષે ઇચ્છા રાખે છે તથા અપવિત્રતા સહ લોભ રહેલો છે તેને રાજસી કર્તા કહેવાય છે.

**प्रमादाज्ञानसहितः परोच्छेदपरः शठः । अलसस्तर्कवान्यस्तु कर्ताऽसौ तामसो मतः ॥ २० ॥**

(અર્થ) પ્રમાદ અને અજ્ઞાનતા સહિત અન્યનો નાશ કરવાના ઇરાદાપુર્વક કર્મ કરે તથા મુર્ખ હોયને આલસ તથા તર્ક વિતર્ક કર્યાજકરે એવાને તામસી કર્ત્તા કહેવાય છે.

**सुखं च त्रिविधं राजन्दुःखं च त्रिविधं शृणु । सात्त्विकं राजसं चैव तामसं च मयोच्यते ॥ २१ ॥**

( અર્થ ) હે રાજન !!! સુખ પણ તેવાજ ત્રણપ્રકા-

રનું છે તેમ દુઃખ પણ ત્રણપ્રકારનું સાત્વિક રાજસી અને તામસી એવા પ્રકારે છે.

**विषवद्भासते पूर्वं दुःखस्यान्तकरं च यत् । इच्छमानं तथा वृत्त्या यदन्तेऽमृतवद्भवेत् ॥ २२ ॥**

( અર્થ ) પહેલાં વિષ સમાન દેખાય છે પણ પાછળથી દુઃખનો નાશ કરે છે તથા મનોવૃત્તિવડે ઇચ્છાવાન જણાય છતાં અંતે અમૃત સમાન જણાય છે.

**प्रसादात्स्वस्य बुद्धेर्यत्सात्त्विकं सुखमीरितम् । विषयाणां तु यो भोगो भासतेऽमृतवत्पुरा ॥ २३ ॥**

( અર્થ ) અને વળી પોતાની બુદ્ધિને પ્રસન્નતામાં રાખવાવાળા છે તેને સાત્વિક સુખવાળા કહે છે તથા જે મનુષ્ય પહેલાં વિષયોના ભોગોને અમૃત સમાન જાણીને સેવે છે.

हालाहलमिवान्ते यद्राजसं सुखमीदृशम् । तन्द्रिप्रमादसंभूतमालस्यप्रभवं च यत् ॥ २४ ॥

( અર્થ ) અને અંતે હાલાહલ વિષ સમાન ફલ આપે તેને રાજશી સુખ કહેવાય છે વળી તંદ્રા એટલે મુર્છના તથા પ્રમાદવડે જોડાયેલો આલસવડે ઊત્પન્ન થયેલાં.

सर्वदा मोहकं स्वस्य सुखं तामसमीदृशम् । न तदस्ति यदेतैर्यन्मुक्तं स्यात्त्रिविधैर्गुणैः ॥ २५ ॥

( અર્થ ) તથા જે હમેશાં મોહને ઊત્પન્ન કરનારાં છે તેનેજ તામસી સુખ કહેવાય છે. એવાં કોઇ મનુષ્ય નથી કે ઉપર બતાવેલા ત્રણપ્રકારના ગુણથી મુકત હોય.

राजन्ब्रह्मापि त्रिविधं ॐतत्सदिति भेदतः । त्रिलोकेषु त्रिधाभूतमखिलं भूप वर्त्तते ॥ २६ ॥

(અર્થ) વળી હે રાજન!!! બ્રહ્મપણુ (ૐ) (તત્) (સત્) એવા ત્રણપ્રકારથી છે અને તે ત્રણપ્રકારથીજ આ અખીલજગત અથવા ત્રિલોકને વિષે તે વ્યાપ્તમાન છે.

**ब्रह्मक्षत्रियविट्शूद्राः स्वभावाद्भिन्नकर्मिणः । तानि तेषां तु कर्माणि संक्षेपात्तेऽधुना ब्रुवे ॥ २७ ॥**

(અર્થ) હે રાજન!!! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા ચાર પ્રકારથી સ્વભાવવડે જુદાંજુદાં કર્મ કરવાવાળા છે તેને સંક્ષેપથી કહું છું.

**अन्तर्बाह्येन्द्रियाणां च वश्यत्वमार्जवं क्षमा । नानातपांसि शौचं च द्विविधं ज्ञानमात्मनः ॥ २८ ॥**

(અર્થ) અંતર અને બહારની ઇન્દ્રિઓને વશમાં રાખવી સુગમતા ક્ષમા અનેક પ્રકારનું તપ પવિત્રતા અને આત્માસંબંધીનું બેઉપ્રકારનું જ્ઞાન.

**वेदशास्त्रपुराणानां स्मृतीनां ज्ञान-मेव च । अनुष्ठानं तदर्थानां कर्म ब्राह्ममुदाहृतम् ॥ २९ ॥**

(અર્થ) તથા વેદ, શાસ્ત્ર, પુરાણ તથા સ્મૃતિઓનુ જ્ઞાન પ્રાપ્તકરવું. તથા તેના અર્થોનું અનુષ્ઠાન કરવું. એવા સ્વભાવથીજ બ્રાહ્મણ કર્મ કહેવાય છે.

**दार्ढ्यं शौर्यं च दाक्ष्यं च युद्धे पृष्ठा-प्रदर्शनम् । शरण्यपालनं दानं धृति-स्तेजः स्वभावजम् । ३० ॥**

(અર્થ) દૃઢતા, શૌર્યતા, ચતુરતા, યુદ્ધમાં પાછી-

પાની ન કરવી, શરણે આવેલાનુ પાલન કરવું. દાન કરવું. ધીરજ રાખવી. અને સ્વભાવથી ઊત્પન્ન થતું મહત્વ સંભાળવું.

**प्रभुता मन औन्नत्यं सुनीतिर्लोक-पालनम् । पंचकर्माधिकारित्वं वै-श्यानां कर्म ईदृशम् ॥ २१ ॥**

(અર્થ) અને શ્રેષ્ઠતા, મનની ઉદારતા, શુભનીતિ, લોકનું રક્ષણ કરવું. એ વિગેરે પાંચ કર્મો (નિત્યકર્મો જે છે તેમાંથીપાંચ) ના અધિકારથી ક્ષત્રિયકર્મ કહ્યું છે.

**नानावस्तुक्रयो भूमेः कर्षणं रक्षणं गवाम् । त्रिधाकर्माधिकारित्वं वै-श्यानां कर्म ईदृशम् ॥ २२ ॥**

(અર્થ) અનેક પ્રકારની વસ્તુનો ક્રયવિક્રય, ખેતી,

ગાયોનું સંરક્ષણ એવાં ત્રણ પ્રકારનાં કર્મના અધિકાર-પણાથી વૈશ્યકર્મ કહેવાય છે.

**दानं द्विजानां शुश्रूषा सर्वदा शिव-सेवनम् । एतादृशं नरव्याघ्र कर्म शौद्रमुदीरितम् ॥ ३३ ॥**

(અર્થ) દાન કરવું, બ્રાહ્મણની સેવા કરવી, મહાદેવ-ની પૂજા કરવી એ સર્વ અધિકાર પૂર્વક શુદ્રનાં સ્વાભા-વિક કર્મ છે.

**स्वस्वकर्मरता ये ते मय्यर्प्याखिल-कारिणः । मत्प्रसादात्स्थिरं स्थानं यांति ते परमं नृप ॥ ३४ ॥**

(અર્થ) હે રાજન !!! ઉપર બતાવેલાં ચાતુર્વર્ણ્યનાં પોતપોતાનાં કર્મ યથાવિધિ યુક્ત કરી સંપૂર્ણ કર્મો મને

અર્પણ કરે તે પુરૂષ મારી કૃપાથી નિશ્ચલ એવા પરમપદ સ્થાનમાં ગમન કરે છે.

**इति ते कथितो राजन्प्रसादाद्योग उत्तमः । सांगोपांगः सविस्तारोऽनादिसिद्धो मया प्रिय ॥ ३५ ॥**

(અર્થ) હે રાજન !!! મને પ્રિય એવો અનાદિ સિદ્ધ શ્રેષ્ઠ અને પરિપૂર્ણ વિસ્તાર સાથે પૂર્ણ પ્રસન્નતા પૂર્વક આ યોગ તમને કહ્યો.

**युंक्ष्व योगं मयाख्यातं नाख्यातं कस्यचिन्नृप । गोपयैनं ततः सिद्धिं परां यास्यस्यनुत्तमाम् ॥ ३६ ॥**

(અર્થ) હે નૃપતિ !!! આ મારા કહેલા યોગનું રૂડાપ્રકારે મનન કરવું. અને તે આ ગુપ્તયોગ કોઇને પણ કહેવોનહીં. આ યોગને ગુપ્તરાખવાથી અત્યુત્તમ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

॥ व्यास उवाच ॥

**इति तस्य वचः श्रुत्वा प्रसन्नस्य महात्मनः । गणेशस्य वरेण्यः स चकार तद्यथोदितम् ॥ ३७ ॥**

( અર્થ ) શ્રીવ્યાસ મહારાજ બોલ્યા—એ પ્રમાણે પ્રસન્ન ચિત્તવાળા પરમાત્મા શ્રીગણેશજીનાં વચન સાંભળીને વરેણ્યરાજા શ્રીગજાનનની આજ્ઞા પ્રમાણે પોતાનું વર્તન ચલાવવા લાગ્યા.

**त्यक्त्वा राज्यं कुटुंबं च कान्तारं प्रययौ रयात् । उपदिष्टं यथायोगमास्थाय मुक्तिमाप्तवान् ॥ ३८ ॥**

( અર્થ ) રાજ્ય કુટુંબનો હૃદયથી પરિત્યાગ કરીને વેગથી વનવિષે ચાલતા થયા અને બનાવેલા ઉપદેશ પર્વક જીવબ્રહ્મની ઐકયતાનો યોગ ધારણ કરીને મોક્ષ પામ્યા

इमं गोप्यतमं योगं शृणोति श्रद्धया तु यः । सोऽपि कैवल्यमाप्नोति यथा योगी तथैव सः ॥ ३९ ॥

(અર્થ) આ મહાગુપ્ત એવા યોગનું જે કોઇ શ્રદ્ધાવડે શ્રવણ કરે છે તે પુરૂષ યોગીની માફક કૈવલ્યપદને પામે છે.

य इमं श्रावयेद्योगं कृत्वा स्वार्थं सुबुद्धिमान् । यथा योगी तथा सोऽपि परं निर्वाणमृच्छति ॥ ४० ॥

(અથ) જે બુદ્ધિમાન પુરૂષ પોતાના કલ્યાણ નિમિત્ત આ યોગ શ્રવણ કરાવે છે તે પણ યોગીની પેઠે પરમપદને પામે છે.

यो गीतां सम्यगभ्यस्य ज्ञात्वा चार्थं

**गुरोर्मुखात् । कृत्वा पूजां गणेशस्य प्रत्यहं पठते तु यः ॥ ४१ ॥**

(અર્થ) જે પુરૂષ આ યોગરૂપ શ્રીગણેશગીતાને સારીરીતે અભ્યાસ કરી શ્રી સદ્ગુરૂના મુખથી તેને અર્થ સમજી શ્રીગણેશનું યજનપૂજન કરે છે અને પ્રતિદિન પાઠ કરે છે.

**एककालं द्विकालं वा त्रिकालं वापि यः पठेत् । ब्रह्मीभूतस्य तस्यापि दर्शनान्मुच्यते नरः । ४२ ॥**

(અર્થ) અને તે એવીરીતે કે એકવખત, બેવખત, કે ત્રણવખત પાઠ કરે છે તે તેના જ્ઞાનવિચારના નિશ્ચયથી બ્રહ્મીભુત સ્વરૂપને પામે છે અને તેવા પુરૂષનાં દર્શન માત્ર પણ મનુષ્યોને મોક્ષદાતા છે.

**न यज्ञैर्न व्रतैर्दानैर्नाग्निहोत्रैर्महाध-**

नैः । न वेदैः सम्यगभ्यस्तैः सम्यग्ज्ञातैः सहांगकैः ॥ ४३ ॥

(અર્થ) યજ્ઞવડે નહિં, વ્રતવડે નહિં, દાનવડે નહિં, અગ્નિહોત્રવડે નહિં, મહાધનવડે નહિં, વેદના ઉત્તમ અભ્યાસવડે નહિં, જ્ઞાનવડેપણ નહિં, તેમજ શાસ્ત્ર અંગોના અભ્યાસવડે પણ નહિં.

पुराणश्रवणैर्नैव न शास्त्रैः साधुचिंतितैः । प्राप्यते ब्रह्म परममनया प्राप्यते नरैः ॥ ४४ ॥

(અર્થ) પુરાણના શ્રવણવડે પણ નહિં, તેમ શ્રેષ્ઠ શાસ્ત્રોના અધ્યયનવડે પણ નહિં. એમ કશાથીપણ પરબ્રહ્મતાને પામતા નથી પણ આ ગીતાજીના અધ્યયન કરવાવડે મનુષ્ય પરબ્રહ્મતાને પામે છે.

ब्रह्मघ्नो मद्यपः स्तेयी गुरुतल्पगमोऽपि यः । चतुर्णां यस्तु संसर्गी महापातककारिणाम् ॥ ४५ ॥

(અર્થ) બ્રહ્મહત્યારા, દારૂપીનારા, ચોરીકરનારા, સદ્-ગુરૂ મહારાજની પથારીમાં પગમુકનારા, ચારેવર્ણનો સંબંધ રાખનારા તથા અન્યપણ મહાપાતક કરનારા.

**स्त्रीहिंसा गोवधादीनां कर्त्तारो ये च पापिनः । ते सर्वे प्रतिमुच्यन्ते गीतामेतां पठंति चेत् ॥ ४६ ॥**

(અર્થ) તેમજ સ્ત્રીની હત્યા કરનારા, ગાયોનો વધકરનારા, તથા અન્યઅન્ય પાપ કરનારા મનુષ્યો આ ગીતાજીનો પાઠકરવાવડે પાપવિમુકત થાય છે.

**यः पठेत्प्रयतो नित्यं स गणेशो न संशयः । चतुर्थ्यां यः पठेद्भक्त्या सोऽपि मोक्षाय कल्पते ॥ ४७ ॥**

(અર્થ) જે પુરૂષ હમેશાં ગીતાજીનો પાઠ કરે છે તે શંકારહિત થાતે શ્રીગણેશસ્વરૂપજ છે વળી ચતુર્થિના રોજ ભકિતવડે જે મનુષ્ય પ્રેમભક્તિથી પાઠ કરે છે તેપણ મોક્ષને પામે છે.

**तत्तत्क्षेत्रं समासाद्य स्नात्वाभ्यर्च्य गजाननम् । सकृद्गीतां पठन्भक्त्या ब्रह्मभूयाय कल्पते ॥ ४८ ॥**

(અર્થ) શ્રી ગણેશજીનાં (અષ્ટવિનાયકાદિકના તથા શ્રી ભુસ્વાનંદ પદરૂપ મયુરેશ્વર ક્ષેત્ર) જેજે ક્ષેત્ર છે તેતે ક્ષેત્રને પામીને સ્નાન કરી શ્રીગજાનનનું પુજન કરે તો તે ભક્તિવડે ગીતાજીનો પાઠ થતાં તે બ્રહ્મસ્વરૂપતાને પામે છે.

**भाद्रे मासि सिते पक्षे चतुर्थ्यां भक्तिमान्नरः । कृत्वा महीमयीं मूर्तिं गणेशस्य चतुर्भुजाम् ॥ ४९ ॥**

(અર્થ) ભાદરવા માસની શુકલપક્ષની ચતુર્થિને દિવસે જે ભક્તિમાન પુરૂષ મૃત્તિકાની ચતુર્ભુજ શ્રીગજાનનની મૂર્તિ બનાવીને-

**सवाहनां सायुधां च समभ्यर्च्य यथाविधि । यः पठेत्सप्तकृत्वस्तु गीतामेतां प्रयत्नतः ॥ ५० ॥**

(અર્થ) વાહન સાથે આયુધસાથે શ્રીગજાનનનું યથાવિધિ પુજનકરી આ ગીતાજીના પાઠ મહાપ્રેમપૂર્વક સાતવખત કરે તો-

**ददाति तस्य संतुष्टो गणेशो भोगमुत्तमम् । पुत्रान्पौत्रान्धनं धान्यं पशुरत्नादिसंपदः ॥ ५१ ॥**

(અર્થ) તો તેના ઉપર શ્રીગજાનન સંતુષ્ટ થઇને પુત્ર પૌત્ર, ધનધાન્ય, પશુ, રત્ન આદિ સંપત્તિવાળા ઉત્તમ ભોગો આપે છે.

**विद्यार्थिनो भवेद्विद्या सुखार्थी सु-**

खमाप्नुयात् । कामानन्याँल्लभेत्कामी
मुक्तिमंते प्रयांति ते ॥५२ ॥

(અર્થ) આ ગીતાજીનું પઠન શ્રવણ કરવાવડે વિદ્યાર્થિને વિદ્યા, સુખાર્થિને સુખ, કામાર્થિને કામની પ્રાપ્તીથતાં અંતે શ્રીગણેશના સ્વાનંદલોકને પ્રાપ્તથતાં પૂર્ણ મુક્તિને પામે છે.

इति श्रीमद्गणेशगीतासूपनिषदर्थगर्भासु योगामृतार्थशास्त्रे श्रीमद्गणेशपुराणे उत्तरखण्डे श्रीगजाननवरेण्यसंवादे त्रिविधवस्तुविवेकनिरूपणं नाम एकादशोऽध्यायः ॥ ११ ॥

॥ ॐ तत् सत ब्रह्मार्पणम् ॥

ॐ

यः सृष्टिस्थितिसंहृतीर्वितनुते ब्रह्मा-
दिमूर्तित्रिकैर्यस्याधीनतया स्थिता-
नि सदसत्कर्माण्यावैप्राणिनाम् ।
नित्येच्छाकृतिबुद्धिमानथ परो
जीवात्परात्मा स्वयं सोऽयं वो विद-
धातु पूर्णमचिराच्चेतोगतं यद्भवेत् ॥



पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्य-
ते । पूर्णस्य पूर्णमादाय पूर्णमेवाव-
शिष्यते ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

॥ ॐ तत् सत् ॥

ॐ

જ્ઞાનભક્તિ યોગના વિચારવાન સજ્જનોને માટે શ્રીલુણાવાડા શ્રીગણપતિ મંદિર તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની યાદી.

| | |
|---|---|
| સ્વાનંદ બ્રહ્મવિલાસ ભાગ ૧ લો. | ૧—૪—૦ |
| સ્વાનંદ બ્રહ્મવિલાસ ભાગ ૨ જો. | ૧—૪—૦ |
| અદ્વૈત ચિંતામણી વેદાન્ત વિલાસ. | ૨—૦—૦ |
| સ્વાનંદ મહોદધી કાવ્ય. | ૧—૮—૦ |
| નિરાલંબોપનિષદ્ ગુજરાતી ટીકા સાર્થ. | ૦—૧૨—૦ |
| સનાતન ધર્મ ભાસ્કર | ૦—૬—૦ |
| શ્રી ગુરૂગીતા. | ૦—૪—૦ |
| ગણેશાથર્વશિર્ષ ગુજરાતી ભાષટીકા સાર્થ | ૦—૮—૦ |
| ગણેશાથર્વશિર્ષ પાઠ. | ૦—૧—૦ |
| જીવન્મુક્ત વિલાસ. | ૦—૧—૦ |
| સગુણનિર્ગુણ અભેદગણેશસ્તુતિ ગુ. | ૦—૨—૦ |
| ૐકાર બ્રહ્મ ઉપાસના અને મૂર્તિપૂજા. | ૨—૮—૦ |
| ગણેશ મહિમ્ન ગુજરાતી અર્થસાથે. | ૦—૨—૦ |
| કુલિ દિગ દર્શન. | ૦—૨—૦ |
| પ્રણવ દર્શન નકશો. | ૦—૨—૦ |
| પ્રણવ દર્શન રહસ્ય નકશો. | ૦—૨—૦ |
| બ્રહ્મવૃક્ષ નકશો. | ૦—૧—૬ |
| યોગામૃત ગણેશ ગીતા ગુજરાતી અર્થ. | ૦—૧૨—૦ |

ઉપરપ્રમાણે સનાતન વેદધર્મની વૃદ્ધિને માટે મળે છે. મહારાજશ્રીના મુકામ ઉપર અથવા શ્રીગણ-પતિ મંદિર લુણાવાડા.

